# श्री सदुपदेशश्रेणी.

( सदुपदेश. ३५ मो. )

—आषाढीपूर्णिमामहोत्सव.

…કારિવર્ગ ગ્રંથાવલિ--ગ્રંથાંક-૮૯.
સંવત્ ૧૯૭૨ ના આષાઢ શુક્લ પૂર્ણિમાના ૧૦૪ થા મહોત્સવ નિમિત્ત—

# શ્રીસદુપદેશ શ્રેણી

## પંચત્રિંશતિતમ સદુપદેશ.

### વિષયાનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ.



—પ્રવર્તક—

શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્.

—વડોદરા.—

—પ્રસિદ્ધ કરનાર—
શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ તરફથી
પુંજાલાલ મોહનલાલ શુકલ.
વડોદરા.



પ્રત ૫૦૦. ઈ૦ સ૦ ૧૯૧૬. આવૃત્તિ ૧ લી.
શ્રી 'સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસ'માં શા. સાંકલચંદ હરીલાલે છાપી.
પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.
મૂલ્ય રૂ ૦-૮-૦.

# પ્રસ્તાવના.

સંવત ૧૯૭૨ના આષાઢ શુકલપક્ષ પૂર્ણિમાએ વડોદરામાં **શ્રી શ્રેયસ્સાધકઅધિકારીવર્ગનો** ૧૦૪ થો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો, તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત ૧૯૭૨ આષાઢ
શુકલપક્ષ ૧૫ શનિવાર.
વડોદરા.

**શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ.**

॥ ॐ श्रीँ ॥

# श्री सदुपदेशश्रेणी.

## पंचत्रिंशतितम सदुपदेश.

## मंत्रयोग.

य एकोऽवर्णो बहुधा शक्तियोगात्
वर्णाननेकान्निहितार्थो दधाति ।
विचैति चान्ते विश्वमादौ
स देवः सनो बुद्धया शुभया संयुनक्तु ॥

श्वेताश्वतर उपनिषद्

જે પરમાત્મા દેવ પોતે એકરૂપ અને વર્ણહીન ( બ્રાહ્મણાદિ જાતિ-શૂન્ય અને પક્ષે અકારાદિ વર્ણશૂન્ય ) છતાં શક્તિના યોગથી ( ગુણ કર્માદિ શક્તિ અને પક્ષે માતૃકાશક્તિ ) સૃષ્ટિસમયે અનેક વર્ણને ( બ્રાહ્મણાદિ જાતિ અને પક્ષે મંત્રના અવયવરૂપ અક્ષરવર્ગને ) ધારણ કરે છે, અને પોતે પૂર્ણ કામ રહે છે, અને અંતમાં વિશ્વને પોતામાં શમાવે છે, તે મંત્રના અધિષ્ઠાતા દેવ અમને શુભ બુદ્ધિથી યુક્ત કરો.



સંસારી જીવને અસંસારી શિવરૂપે અવસ્થાન કરાવનાર અમોઘ સાધનને આપણા વિચારકો યોગ નામ આપે છે. યોગવિનાનાં સર્વ સાધનો જેમ રેતીના કણનો ઢગલો સરી જાય તેમ સરી જાય તેવાં છે. યોગ જ ભક્તિ, જ્ઞાન વગેરે સાધનોને જોડનાર અને તત્ત્વદર્શનનું ભવ્ય મંદિર પ્રકટ કરનાર કોન્ક્રીટજેવો ઉપયોગી પદાર્થ છે. આ રહસ્યને લક્ષમાં રાખી આપણા પૂર્વજો દરેક પ્રધાન સાધનને યોગ શબ્દ જોડી અલંકૃત કરે છે. સાંખ્યયોગ, ભક્તિયોગ, કર્મયોગ ઇત્યાદિ શબ્દપ્રણાલિકાઓ આપણા ધર્મ સંબંધી વાઙ્મયમાં સારી રીતે પ્રવિષ્ટ થયેલી છે.

ઉપનિષદ્કાલમાં આ યોગ ચાર ભૂમિકામાં ઉપદેશવામાં આવતો હતો; અને તેનો ક્રમ આ પ્રમાણે હતો;-( ૧ ) મંત્રયોગ, (૨) લયયોગ, ( ૩ ) હઠયોગ, અને ( ૪ ) રાજયોગ* આ ચાર યોગપૈકી મંત્રયોગની ભૂમિકા સરલ અને અપૂર્વ ચમત્કૃતિવાળી છતાં તેના પ્રતિ ધર્મજિજ્ઞાસુઓનો અનાદર આ કાળમાં જણાય છે, એટલું જ નહિ પણ તે ભૂમિકા રચાયા વિના રાજયોગના શિખરે ચઢવા સર્વ કોઇ ઇચ્છે છે. તત્ત્વદર્શનરૂપ મહામંદિરની વિશાલ અને મજબૂત પ્રથમ ભૂમિકા મંત્રયોગની છે, લયયોગ બીજો માળ છે, હઠયોગ ત્રીજોમાળ છે, અને રાજયોગ શિખર છે. ભોંયતળથી પરભારી સીડીવડે શિખર-ઉપર ચઢવાની યોજના હોય છે, અને તેથી વચલા બે માળને અંદર પ્રવેશ કર્યા વિના ઓગંગી શિખરઉપર ચઢી શકાય છે, પરંતુ ભોંયતળ જેવા મંત્રયોગમાં પ્રવેશ કર્યા વિના કદી શિખરે ચઢાતું નથી, એ વાત સહજ વિચારથી પણ સમજી શકાય તેવી છે. જેઓ હઠયોગ અથવા રાજયોગના એકાન્ત ભકત અથવા હીમાયત કરનારા છે તેઓને જો વેદાદિ શાસ્ત્રને તે પ્રમાણ માનતા હોય તો, પ્રત્યેક દ્વિજને સાવિત્રી અથવા ગાયત્રીની આરાધના યજ્ઞોપવિતસંસ્કાર-સમયે આપવામાં આવે છે. તેમાં જ મંત્રયોગનું રહસ્ય છે તે સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. બીજાં નિત્યકર્મનો લોપ થાય તો ચાલે, પણ સાવિત્રી જપવિનાનો દ્વિજ દ્વિજ નથી, પણ વ્રાત્ય ગણાય છે, અને પુનઃ સંસ્કારની તેને અપેક્ષા રહે છે. આવો શ્રુતિ

*જુઓ योगशिखोपनिषद्–૧૨૯–૧૩૮.

સ્મૃતિ અને સદાચારનો સાવિત્રી જપસંબંધનો આગ્રહ મંત્રયોગની અસાધારણ ઉપયોગિતા સૂચવે છે. આર્યભૂમિની શિષ્ટમર્યાદા જપમાર્ગને–મંત્રયોગને સનાતન ધર્મના આવશ્યક અંગરૂપ ગણતી આવી છે.

આ મંત્રયોગની ભૂમિકા કેવી રીતે આપણા વૈદિક સનાતન ધર્મમાં રચાયેલી છે તેનો પ્રકાશ કરવા આ લેખકે પ્રથમ “ મંત્ર યંત્ર અને તંત્ર ” તથા “ મંત્રવિધિ ”–એ નામના બે લઘુ લેખો ગત શ્રેણીઓમાં લખ્યા છે. આ લેખના મર્મને સમજવા સારૂ તે નિબંધો અવલોકી જવા વિનંતિ કરવામાં આવે છે.

આ વિષયમાં મંત્ર, મંત્રી, અને મંત્રદેવતાનો કેવી રીતે યોગ સાધવો તેનું યથામતિ પ્રતિપાદન કરવા ધાર્યું છે. દરેક શાસ્ત્રમાં પ્રતિપાદ્ય વિષયના બે વિભાગ પાડવામાં આવે છે. એક વિભાગને વિદ્યા ( Theory ) કહે છે, અને બીજાને યોગાનુષ્ઠાન ( Practice ) કહે છે. મંત્રશાસ્ત્રમાં પણ આવા બે વિભાગ છે. વિદ્યાનું સ્વરૂપ જાણ્યાવિના અનુષ્ઠાન થતું નથી; તેમ વિદ્યા જાણી અનુષ્ઠાન કર્યું નહિ તો વિદ્યા નિષ્ફલ રહે છે. જેઓ મંત્રયોગમાં શ્રદ્ધાવાળા છે, અને જેઓને **શ્રીસદ્**ગુરુના અનુગ્રહથી મંત્રરૂપ સાધનની પ્રાપ્તિ થઇ છે, તેઓએ મંત્રશાસ્ત્રની વિદ્યા અને અનુષ્ઠાન ઉભય જાણવાની જરૂર છે. વિદ્યાવિનાનું અનુષ્ઠાન સાંગોપાંગ થતું નથી, અને સદોષ અનુષ્ઠાન પ્રત્યવાય લાવે છે. માટે મુમુક્ષુ મંત્રજાપીએ વિદ્યાસહિત સાંગોપાંગ મંત્રાનુષ્ઠાન કરવું જોઇએ.

મંત્રશાસ્ત્રનો વિદ્યાત્મક વિભાગ સમજવા સારૂ મંત્રના યૌગિક અથવા વ્યુત્પત્તિસિદ્ધ અર્થપ્રતિ નજર નાંખવાની અગત્ય છે. મારા પ્રથમના લેખોમાં મેં જણાવ્યું છે કે જે શબ્દ–પછી તે એકાક્ષર હોય, પદરૂપ હોય કે વાક્યરૂપ હોય–મનનવડે સાધકનું ત્રાણ અથવા રક્ષણ કરી શકે તે મંત્ર કહેવાય છે. અર્થશાસ્ત્રમાં ( Politics ) પણ જે પ્રધાનમંડલમાં રાજ્યની વ્યવસ્થાઅર્થે ગુપ્તકાર્યશ્રેણી ( Confidential policy ) રચવામાં આવે છે તેને મંત્ર કહે છે; અને આ મંત્રના ફલપર્યંત વિકાસની જવાબદારી પ્રધાનમંડલઉપર જ રાખવામાં આવે છે. અર્થશાસ્ત્રમાં મંત્રસિદ્ધિ થવામાં પ્રભુશક્તિ અને ઉત્સાહશક્તિની અપેક્ષા રાખવામાં આવે છે. જે કર્તવ્યશ્રેણી ( Policy ) નિર્માણ કરવામાં આવે તેનો પ્રભુ અથવા રાજાતરફથી સત્કાર થવો જોઇએ,

અને પ્રજાએ ઉત્સાહથી તેને અમલમાં મૂકવી જોઈએ. જે રાજ્યતંત્રમાં મંત્રશક્તિ, પ્રભુશક્તિ અને ઉત્સાહશક્તિ સમબલે પ્રવર્તતી નથી, તેમાં મંત્રભેદ થાય છે, અને પરચક્ર અર્થાત્ પરરાજ્યને પગપેસારો કરવાનો પ્રસંગ આવે છે. આ ન્યાય ધર્મતંત્રમાં પણ પ્રવર્તે છે. મંત્રના પ્રવર્તક શ્રીસદ્‌ગુરુ હોય છે, અર્થાત્ મંત્રશક્તિનું પ્રભવસ્થાન ઉપદેષ્ટામાં હોય છે. પરમેશ્વર અથવા મંત્રદેવતામાં પ્રભુશક્તિ રહેલી છે, અને તે અનુગ્રહથી મંત્રને પોષે છે; અને સાધકના ચિત્તમાં ઉત્સાહશક્તિ રહેલી છે જે મંત્રને સિદ્ધિના ક્રમમાં પ્રેરે છે. આ પ્રમાણે દીક્ષાવડે મંત્રનું ગુરુદ્વારા દાન, સાધકના ચિત્તદ્વારા તેનું ઉત્સાહપૂર્વક ચિંતન અથવા વિમર્શન, અને પરમેશ્વરનો અનુષ્ઠાન સમયે પ્રવર્તતો અનુગ્રહ*–આ ત્રણ યોજના ઉભી થાય તો જ મંત્રસિદ્ધિ થાય છે, નહિ તો મંત્ર નિષ્ફલ રહે છે, અને ધર્મમાં શ્રદ્ધા નહિ રાખનારા અર્થાત્ નાસ્તિકો–જેઓ પરચક્રવાસી છે–તેઓ જપ કરનારની હાંસી કરે છે, અને અપધર્મની (Superstition) છાપ મંત્રયોગઉપર મારે છે.

મંત્રયોગમાં પ્રવૃત્ત થનાર આરાધકના ત્રણ વર્ગ પાડવામાં આવે છે. (૧) દિવ્ય, (૨) વીર અને (૩) પશુ. જેઓ મંત્રના દાનસમયે ગુરુના ઇંગિતમાત્રથી રહસ્ય સમજી સર્વત્ર બ્રહ્માત્મભાવ અનુભવી શકે તેઓ દિવ્ય કોટિના માંત્રિક ગણાય છે. અષ્ટાવક્ર ગુરુપાસે શ્રી જનકને "પેંગડે પગ અને બ્રહ્મોપદેશ"—થયાની આખ્યાયિકા છે તે જનકનું દિવ્ય માંત્રિકપણું સૂચવે છે.

જેઓ મંત્રને પ્રાપ્ત કરી અલ્પ સમયમાં ઉચ્ચારણ કર્યા વિના આંતર વિમર્શબલવડે અર્થાત્ ચિંતનવડે મંત્ર દેવતાનો સાક્ષાત્કાર કરી શકે છે તેઓ વીર કહેવાય છે. તે સાધકોને બાહ્ય સામગ્રીની અપેક્ષા હોતી નથી. ગમે તે દેશકાલમાં અને ગમે તેવા આસનમાં તેઓ મંત્રનો વિમર્શ અથવા ચિંતન કરી શકે છે.

જેઓ મંત્રને પ્રાપ્ત કર્યા પછી દેશકાલની અનુકૂલતા સાચવી વાચક, ઉપાંશુ, મનોમય, ધ્યાન અને શૂન્ય એવા પંચવિધ ક્રમવડે મંત્રજપ કરી શકે છે, અને જેમના શરીરમાં નાડીશુદ્ધિ, ભૂતશુદ્ધિ આદિ સંસ્કારની અપેક્ષા રહે છે તેઓ પશુ કહેવાય છે. આ વર્ગમાં

---

* જુઓ નીચેનાં શિવસૂત્રોઃ—गुरुरुपायः ॥ चित्तं मन्त्रः ॥ प्रयत्नः साधकः ॥ विद्या शरीरसत्ता मंत्ररहस्यम् ॥

લગભગ પોણોસો ટકા સાધકો આવી જાય છે. જેમ લૌકિક પશુ પરતંત્ર હોઇ પાશથી બંધાયેલો રહે છે, અને પ્રભુના અનુગ્રહવડે ભોગ ભોગવે છે અને છૂટે છે, તેમ આ સાધક પણ મલ, માયા, કર્મ, અને તત્ત્વતિરોધાન એવા ચાર પાશથી બંધાયેલો રહે છે. અને તેના ભોગ અને મોક્ષનો આધાર પરમેશ્વરના અનુગ્રહઉપર હોય છે, અને તેથી તેવા સાધકપશુની અપેક્ષાએ પરમેશ્વર પશુપતિ કહેવાય છે. આ પશુસંજ્ઞા નવા જમાનામાં કેળવાયેલા ધાર્મિકોને કદાચ રુચશે નહિ, પણ વસ્તુવિચારથી સ્ત્રીપુત્રાદિના અથવા લૌકિક સેવ્યના પશુ થવા કરતાં પરમેશ્વરના પશુ ગણવામાં અભિમાન ધરવા જેવું છે. સાધક પશુઓ શ્રોત્રિય બ્રાહ્મણની યજ્ઞધેનુજેવા છે, અને વિષયી પશુઓ કસાઇખાને જતાંપ્રાણીઓસમાન છે. જેમ વેદાંત-શાસ્ત્રમાં જિજ્ઞાસુ અધિકારીના ચિત્તને મલ, વિક્ષેપ અને આવરણ એવા ત્રણ દોષથી મુક્ત કરવા કર્મ, ઉપાસના અને જ્ઞાન—એ નામના ત્રણ ઉપાયોનું વિધાન કરવામાં આવે છે; તેમ અદ્વૈત મતનું અવ-લંબન કરનાર મંત્રશાસ્ત્રમાં માંત્રિકના પ્રથમ પાશને ત્રણ વ્યૂહનું રચાયેલું માનવામાં આવે છે, અને તેની નિવૃત્તિના પણ ત્રણ ઉપાયો વર્ણવવામાં આવે છે. જેમ યજ્ઞોપવિત ત્રણ સૂત્રનું વણાય છે તેમ મલરૂપ પાશ ત્રણ સૂત્રથી રચાય છે. અમર્યાદ પરમાત્મતત્ત્વ સ્વયં-પ્રકાશ, સ્વતંત્ર, સર્વજ્ઞ, સર્વશક્ત ઇત્યાદિ સ્વભાવધર્મવાળું છતાં સમર્યાદજેવું બની પરતંત્ર, અલ્પજ્ઞ, અલ્પશક્ત ઇત્યાદિ ધર્મવાળું જે હેતુથી થાય છે તે હેતુને આણવમલ કહે છે; કારણ કે તે મલ-વડે પૂર્ણ આત્મા અણુરૂપ બને છે. જેમ અર્વાચીન વિજ્ઞાનવિદો આકાશતત્ત્વની (Ether) અમુક અંતર્ગત ક્રિયાબલથી ઉત્પન્ન થતી સ્થિતિવિશેષને પરમાણુ (atom)—એની સંજ્ઞા આપે છે, તેમ સર્વવ્યાપક ચિદ્ઘન બ્રહ્મતત્ત્વની અથવા મંત્રશાસ્ત્રની પરિભાષામાં પરસંવિદ્રૂપ શિવતત્ત્વની અંતર્ગત શક્તિયોગથી, અને શુદ્ધવિદ્યાના પ્રભાવથી અભિવ્યક્ત થતી સંકુચિત અભિમાનવાળી સ્થિતિવિશે-ષને અણુ–જીવ–ક્ષેત્રજ્ઞ—એવી સંજ્ઞા આપવામાં આવે છે. એકતાર ચાસણી ઠરતાં જેમ ખાંડના કણ બંધાઇ તે ચાસણીમાં તરે છે, પણ તે કણ વસ્તુતઃ ચાસણીથી ભિન્ન દ્રવ્યરૂપ નથી, તેમ પૂર્ણ અહં-તાના આવેશવાળા શિવશક્ત્યાત્મક તત્ત્વમાં અપૂર્ણ અહંતાના આવે-શવાળા અભિમાનીના અણુઓ સર્ગસમયે પૃથક્ પડી સંસરણ પામતા છતાં શિવશક્ત્યાત્મક સમરસથી ભિન્ન દ્રવ્યરૂપ બનતા નથી. ચાસણી

અને તેના કણુની ઉપમા માત્ર દૃષ્ટાંતપૂરતી જ સમજવાની છે; વાસ્તવ વિકાર જેવા દૃષ્ટાન્તમાં છે તેવા દાર્ષ્ટાન્તિકમાં છે એમ સમજવાનું નથી. આવા અપૂર્ણ અહંતાના આવેશવાળા અણુઓ -અભિમાની જીવો-જે સ્વભાવધર્મના બલવડે પૃથક્ અવભાસ પામે છે તે બલને આણવમલ કહે છે; અને તે અણુ જો કે કેન્દ્રમાં શક્તિવાળો હોય છે, તોપણ પરિધિઉપર અશક્ત જેવો હોય છે. તેનો વેગ કેન્દ્રમાંથી બહાર આવી પરિધિ અથવા મર્યાદા ત્રોડી વિભુ અથવા પૂર્ણ અહંતાના આવેશવાળા સદાશિવ તત્ત્વસાથે એક થવાનો હોય છે. આ વેગ ભોગ અને મોક્ષ-એમ બે પ્રકારના ક્રમવાળો હોય છે ભોગરૂપ વેગનો ક્રમ બે મલથી જોડાય છે. એકનું નામ માયીયમલ કહે છે. અને તે પ્રકૃતિતત્ત્વને આશ્રિત રહે છે, અને બીજાનું નામ કાર્મણમલ જે પુરુષતત્ત્વને અધીન રહે છે* આણવમલના પટઉપર માયીયમલ અને કાર્મણમલ પોતાનાં રેખાચિત્રો રચે છે, અને ત્રણ મલવાળું વાસનારંજિત ચિત્ત અણુ અભિમાનીને કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ ભૂમિકાનાં તત્ત્વો અને ભુવનો દ્વારા ભોગ સિદ્ધ કરાવે છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીના પ્રત્યક્ષ ઉપદેશના પ્રસંગો અનુભવવા જેઓ ભાગ્યશાલી થયા હશે તેમને સ્મરણ કરાવવા અગત્ય નથી કે તેઓશ્રી અભિમાનીના અહંતાના આવેશના વિષયભૂત દ્રવ્યને બે સંજ્ઞાઓ આપતા હતા-(૧) સ્વભાવદ્રવ્ય, (૨) કર્મજદ્રવ્ય. આ પરિભાષા મંત્રશાસ્ત્રના આ પ્રમેયોના રહસ્યને ધ્યાનમાં રાખી તેઓશ્રીએ રચી હતી.

સ્વભાવદ્રવ્ય આણવમલનું અધિષ્ઠાન છે, અને કર્મજદ્રવ્ય માયીયમલ અને કાર્મણમલનું અધિષ્ઠાન છે. કર્મજદ્રવ્ય બે ધર્મવાળું હોય છે-એક પ્રવર્તકબલવાળું ( positive ) અને બીજું સંગ્રાહક બલવાળું ( negative ). કાર્મણમલ પ્રવર્તક બલવાળો હોય છે અને માયીયમલ સંગ્રાહક બલવાળો હોય છે. આથી આણવમલયુક્ત અભિમાનીમાં પોતાના અણુગત પ્રકાશ જ્ઞાનાદિના સંકુચિત બલઉપરાંત નવસર્જન કરવાની ક્રિયાશક્તિ, અને સંસ્કાર ધારણ કરવાની માયા અથવા સંગોપનશક્તિ રહેલી હોય છે. પ્રત્યેક અભિમાનીમાં પોતાના અધિષ્ઠાનરૂપે રહેલા શિવશક્ત્યાત્મક તત્ત્વના સ્વયંભૂ સંવિદ્ અને

---

* જુઓ પ્રપંચસાર:-માયીયં તન્તુયોષોત્થં પૌરુષં કાર્મણં-મલમ્ ॥

આનંદશક્તિઉપરાંત જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિ રહેલાં હોય છે, અને તેથી અધ્યસ્ત ચેતન તરીકે જ્ઞાન, ઇચ્છા અને ક્રિયારૂપ ત્રણ શક્તિસંપન્ન છતાં, અધિષ્ઠાન ચેતનસાથે તેમાં પંચશક્તિઓ રહેલી હોય છે. તેમાં સંવિદ્ અને જ્ઞાનરૂપ બે શક્તિના સ્વરૂપમાં ભેદ એ છે કે સંવિદ્ નિર્વિકલ્પ ચેતનરૂપ હોય છે ત્યારે જ્ઞાન સવિકલ્પ-ચેતનરૂપ હોય છે. આથી જ્ઞાનનો લોપ અને અલોપ થઈ શકે છે, પરંતુ સંવિદ્નો લોપ કદી થતો નથી. કારણ કે તે ભાવ અને અભાવના સાક્ષીરૂપ હોય છે. જ્ઞાન, જન્યપ્રકાશરૂપ છે ત્યારે સંવિદ્ અજન્યપ્રકાશરૂપ છે.

આ પ્રમાણે સદાશિવતત્ત્વમાં અને ક્ષેત્રજ્ઞ અથવા જીવતત્ત્વમાં—(૧) શુદ્ધ ચિતિ અથવા સંવિદ્, (૨) આનંદ, (૩) સવિશેષજ્ઞાન, (૪) ઇચ્છા, અને (૫) ક્રિયા—એમ પાંચ પ્રકારની શક્તિઓ રહેલી હોય છે. પ્રથમના તત્ત્વમાં તે પૂર્ણભાવે પ્રવર્તતી હોવાથી તે શક્તિ-ચક્રના અધિષ્ઠાતાને ઈશ્વર સંજ્ઞા આપવામાં આવે છે અને બીજામાં તે અપૂર્ણભાવે અથવા કલારૂપે પ્રવર્તતી હોવાથી સંકુચિત શક્તિ-ચક્રના અધિષ્ઠાતાને જીવ સંજ્ઞા આપવામાં આવે છે.

અધિષ્ઠાનચેતન આ પ્રમાણે ઈશ્વર અને જીવભાવે અભિવ્યક્ત થતાં મૂળનું શિવશક્ત્યાત્મક મિશ્રબિંદુ ભેદાય છે, અને તેમાંથી અનંત મિશ્રભાવવાળાં બિંદુઓ પ્રકટ થઇ પંચશક્તિથી સચેષ્ટ થાય છે. શક્તિપ્રસર બિંદુમાંથી થાય છે અને અભિમાનીના સમગ્ર ક્ષેત્રમાં અર્થાત્ સઘળા ઇન્દ્રિયવર્ગ, અને સ્થૂલ શરીરના અણુઓમાં પહોંચી વળે છે. આ શક્તિપ્રસર ( emanation of energy ) નો વેગ બિંદુ ( Nucleus ) ના માયીય અને કાર્મણમલઉપર આધાર રાખે છે. જો માયીય અને કાર્મણદ્રવ્ય સ્વચ્છ હોય છે તો શક્તિ-પ્રસર સત્વર અને ગમે તેવા અભેદ્ય અણુઓમાં પ્રવેશ પામી શકે છે.

અભિમાનીના અણુના બિંદુમાંથી નીકળતી શક્તિ દ્રવ્યના ભેદને લીધે, અને વિશ્વના આદિમ શિવશક્ત્યાત્મક બિંદુના આરંભના ક્ષોભબલને લીધે નાદ અથવા અવ્યક્ત ધ્વનિરૂપ હોય છે. બિંદુથી પરગતિ નહિ હોવાથી નાદના આરંભના વેગને **अनुत्तर** કહે છે, અને અંતિમ વેગને **अनाहत** કહે છે. **अनुत्तर** પદનો બીજમંત્ર **अकार** છે, અને **अनाहत**પદનો બીજમંત્ર હકાર છે—આ પ્રમાણે સર્વ મંત્રોનો મૂલ મંત્ર **अहम्**—ગણાય છે, અને **अ** અને **ह** ના સંપુટમાં પ્રત્યાહારવડે સર્વ માતૃકાઓ અથવા વર્ણનો સમાસ થાય

છે. જીવ અને શિવનો વિસ્પષ્ટ અભેદ જણાવનાર **વાક્યમંત્ર** **સોऽहम्** ("હું તે છું") છે. **પદમંત્ર** ॐ છે, અને **વર્ણમંત્ર** **अहम्** છે.

આથી સ્પષ્ટ થશે કે સઘળા મંત્રો ઉપરના ત્રણ બીજમંત્રોમાં લય પામે છે, અને **अहम्**ના અર્થાત્ અભિમાનીના બિંદુગત શક્તિ-બલમાં આવી ઠરે છે.

જેઓ મંત્રનું યથાર્થ વિમર્શન અથવા પરિશીલન કરે છે તેમને **अहम्**માંથી સર્વ માતૃકાના રહસ્યનો પ્રબોધ થાય છે. **अ** શક્તિ વિવૃત થઇ **आ** ( આનંદ શક્તિનું પ્રતીક ) રૂપ પકડે છે. સ્વયંભૂ **अनुत्तर** પદ અર્થાત્ સંવિત્ શક્તિ **आनंद** પદમાં ઠરે છે. જ્યારે ચેતનશક્તિ આનંદથી યુક્ત થાય છે ત્યારે બાહ્યભાવમાં પ્રકટ થવા **इच्छा** શક્તિ ધારણ કરે છે, અને આ પ્રમાણે **इ**કાર-રૂપ માતૃકા પ્રતીકનો જન્મ થાય છે. ઇચ્છા માત્ર સંકલ્પ કરી અટકતી નથી, પણ સંકલ્પિત પદાર્થઉપર ઐશ્વર્ય ચલાવે છે એટલે **ईश्वर**પદને પ્રાપ્ત કરી ईકારરૂપ માતૃકા પ્રતીકને જન્મ આપે છે. ઈશક્તિ વિશ્વના પદાર્થરૂપે ઉન્મેષ પામ્યા વિના અર્થાત્ ઇચ્છા-શક્તિ સવિકલ્પ જ્ઞાનને પ્રકટ કર્યા વિના રહેતી નથી, અને આ પ્ર-માણે उકારરૂપ માતૃકાનું પ્રતીક ઉત્પન્ન થાય છે. સામાન્ય જીવો-માં જ્ઞાનનો ઉન્મેષ થયા છતાં અજ્ઞાતજ્ઞેય અધિક હોય છે અને જ્ઞાન **ऊन** અર્થાત્ મર્યાદિત હોય છે તેથી उકાર ऊનામના પ્રતીક-ને જન્મ આપે છે. જ્ઞાનથી યુક્ત થયેલી ઇચ્છાશક્તિ વિદ્યુત્ની પેઠે ક્ષણિક વૃત્તિઓને પ્રકટ કરે છે, અને તેથી **ऋ** બીજ અને **र**કારરૂપ વર્ણ પ્રતીકરૂપે ઉદ્ભવે છે. તે બીજ દીર્ઘભાવને પામી **ॠ**નુંરૂપ પકડે છે. જ્ઞાનશક્તિ શૂન્ય ઇચ્છાશક્તિ જડ પાષાણની પેઠે સ્થિર બની ऌબીજ અને **ल**કારરૂપ વર્ણ પ્રતીકરૂપે પ્રકટે છે. ऌ-કારનો દીર્ઘભાવ પણ થાય છે. **ऋ**, **ॠ**, ऌ અને ॡ અન્યમા-તૃકાને જન્મ આપનાર નહિ હોવાથી, અને પોતામાં જ વિરામ પા-મતાં હોવાથી ષંઢબીજ અને અમૃતબીજ કહેવાય છે. ત્યારપછી **अ** ( **अनुत्तर** ) **आ** ( **आनंद** ) અને **इ** ( **इच्छा** ) ના સંયોગથી **ए** બીજનો જન્મ; તેનો **ई** ( **ईशत्व** ) સાથે સંયોગ થતાં **ऐ** બીજ; ત્યારપછી **अ** ( **अनुत्तर** )+ **आ** ( **आनंद** )+**उ** (**उन्मेष**) મળી **ओ** બીજ, અને તે જ બીજનો ઇચ્છા, જ્ઞાન અને ક્રિયાનો અધિક પ્રસર થતાં **औ**બીજ આ પ્રમાણે શક્તિપ્રસર થઇ બિંદુમાં

પુનઃ સંકોચ પામે છે, અને અંબીજનો પ્રસવ થાય છે, અને તે જ શક્તિ કમાનની પેઠે છોડવામાં આવતાં अः એવું વિસર્ગરૂપ પકડે છે. આ પ્રમાણે સંક્ષેપમાં अ ( સંવિદ્ શક્તિ )+आ ( આનંદ-શક્તિ ) इ ( ઇચ્છાશક્તિ ) उ ( ઉન્મેષ અથવા જ્ઞાનશક્તિ ), ऋ ( પ્રસરણરૂપ વિદ્યુત્ અથવા ક્રિયાશક્તિ ) અને ऌ ( સ્થિતિરૂપ પૃથિવીશક્તિ )–નો સંકોચ અથવા બિંદુભાવ અને પ્રસારણ અથવા વિસર્ગભાવ સઘળી સ્વરમાતૃકાઓમાં રહસ્યરૂપે મંત્રશાસ્ત્રમાં વર્ણવવામાં આવે છે. अ, इ, उ, ऋ ऌ માતૃકામાંથી क વર્ગ, चवर्ग, टवर्ग, तवर्ग, पवर्ग અને વ્યાકરણાદિ શિક્ષાના નિયમપ્રમાણે અંતસ્થ य, र, ल, व સ્વર માતૃકામાંથી પ્રકટ થાય છે. તે જ સ્વર માતૃકાઓમાંથી ઉષ્માક્ષરો श, ष,स અને ह પ્રકટ થાય છે. જેમ अकार અથવા अनुत्तर અથવા ધ્રુવ બીજસાથે हकार અથવા अनाहत અથવા अमृतબીજનો યોગ થતાં દિવ્ય अहम् નામનો મૂલમંત્ર પ્રકટ થાય છે, તેમ વ્યંજન વર્ગના આદિ ककार અને અંતના सकारનો યોગ થતાં ક્ષર અથવા વિકારી क्षकार અથવા કૂટમંત્ર પ્રકટ થાય છે. अहम्–અક્ષર અથવા અવિનાશી સ્વરૂપ-બોધક બીજ છે, ત્યારે क्षम् ક્ષર અથવા વિનાશી પ્રકૃતિ વિકાર-બોધક બીજ છે.*

મંત્રશાસ્ત્રની પ્રક્રિયાપ્રમાણે અપરબિંદુ અથવા શિવશક્ત્યાત્મક શબ્દબ્રહ્મનો સ્ફોટ થતાં નાદશક્તિ જાગ્રત્ થાય છે, અને તે અનંત બિંદુરૂપે—ચાસણીમાં ઠરતા કણોની પેઠે—અણુરૂપ ક્ષેત્રજ્ઞને અભિવ્યક્ત કરે છે. તે ક્ષેત્રજ્ઞ પોતાના આણુવમલ, માયીયમલ, અને કાર્મણમલના બંધવડે સંકુચિત શક્તિવાળો થઇ રહે છે. તોપણ તે પોતામાંથી પોતાના અધિષ્ઠાનભૂત સદાશિવની સંવિદ્ અને આનંદ-શક્તિ તથા પોતાના અધ્યસ્ત સ્વરૂપમાં રહેલી જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા શક્તિ મળી પાંચ પ્રકારની શક્તિઓનો સર્ગ અને વિસર્ગ અથવા સંકોચ અને વિકાસ કરે છે. આ પંચવિધશક્તિનો પ્રસાર નાદદ્વારા થાય છે, અને તે નાદ વાચક, વર્ણ, પદ અને વાક્યનું રૂપ પકડે છે, અને વાચ્યરૂપે કલા, તત્ત્વ અને ભુવનોને પ્રકટ કરે છે. આ વાચ-

* જુઓ श्रीसिद्धामृतः—

आदिमान्त्य विहीनास्तु मंत्राः स्युः शारदभ्रवत्
गुरोर्लक्षणमेता वदादिमान्त्यं च वेदयेत् ॥

રૂપે ત્રણ અધ્વામાં (માર્ગમાં) અને વાચ્યરૂપે ત્રણ અધ્વામાં પ્રસરતો નાદ મંત્રશાસ્ત્રમાં દીક્ષાના ક્રમથી અપાયેલા મંત્રમાં ગુરુના શક્તિપાતથી ગુંથાય છે, અને શિષ્યના ચિત્તમાં વિમર્શવડે સ્ફુટ થાય છે, તે નાદ, મંત્રમાં ગ્રથિત થયેલો મંત્રીને ઉપર વર્ણવેલા છ અધ્વામાં રહેલા રહસ્યને અર્થાત્ વિશ્વના સમગ્ર ભુવનોને, તેને રચનાર તત્ત્વોને, અને તેના અંશભૂત કલાઓને—**અહમ્** નામના મૂલબીજમાં પ્રત્યાહૃત થઇ એટલે સંપુટિતભાવને પામી પ્રકાશિત કરે છે. હવે મંત્રો અમુક મર્યાદિત અર્થનું પ્રતિપાદન કરનાર હોય તો તે મર્યાદિત અર્થને **અહમ્** દેવતારૂપે અભિવ્યક્ત કરે છે, અને અમર્યાદિત બ્રહ્મતત્ત્વનું પ્રતિપાદન કરનાર હોય તો પૂર્ણ અહંતાના આવેશથી ઈશ્વરપદસાથે અભેદાનુભવ કરાવી શકે છે. મંત્રની દેવતા અર્થાત્ મંત્રપ્રતિપાદ્ય વસ્તુસાથે માંત્રિકનો અહંતાવેશ થયા વિના મંત્રસિદ્ધિ થતી નથી. જેમ આપણા લૈકિક નામસંબંધમાં આપણો વાચ્ય વાચકનો અભેદ એવો દૃઢ થયેલો હોય છે કે ધનસુષુપ્તિમાં હોઇએ અને આપણા નામનો પડઘો થતાં આપણે અહંતાના આવેશથી ઉઠીએ છીએ, તેવો શિવપદનો અહંતાવેશ મંત્રદ્વારા સિદ્ધ થાય તો મંત્ર ચરિતાર્થ થયો મનાય છે. જેવી રીતે ગાઢ નિદ્રામાં સુખે લીન થયા છતાં પોતાનું ઘર બળ્યાની બૂમ પડતાં જાગ્રત્ થઇ આપણે શોક મોહને વશ વર્તીએ છીએ, તેવી રીતે મંત્રયોગ સિદ્ધ થયા પછી સંસારમાં ચેષ્ટા કરતા છતાં સર્વત્ર બ્રહ્માત્મભાવનો આવેશ દૃઢ થવાથી માંત્રિકના નિજાનંદમાં કોઈ પ્રકારનો ક્ષોભ થવો સંભવતો નથી. અહંતાવેશનો ન્યાય વ્યવહારમાં અને પરમાર્થમાં સરખો જ છે.

શ્રીસદ્‌ગુરુના શક્તિપાતસહિત દીક્ષાના અંતમાં ધારણ કરેલા મંત્રનું સેવન કરનાર સાધકે તેનું વિમર્શન ત્રણ ભૂમિકામાં કરવાનું હોય છે. સવિસ્તર ઇષ્ટમંત્રને વ્યાહૃતિમાં શમાવી પ્રણવમાં અથવા માયાબીજ (હ્રીં)માં અથવા એવા અન્ય બીજમંત્રમાં પ્રત્યાહૃત કરી મૂલાધાર પ્રદેશમાં બીજરૂપે નિક્ષેપ કરવાનો આદિક્રમ હોય છે, અને આ મંત્રદશાને કામકલા—એવું નામ આપવામાં આવે છે, કારણ કે સાધકને સિદ્ધપદે લઇ જવાની ઇચ્છાશક્તિ અથવા કામનો ઉદ્‌બોધ તે બીજમાંથી થાય છે. ઇષ્ટમંત્રનું સંકુચિત બલવાળું શબ્દબ્રહ્માત્મક કામકલા નામનું જે રૂપ છે તેને બીજ એવું અન્ય નામ પણ આપવામાં આવે છે. પરંતુ જેમ ગોટલીવિનાનો ગોટલો વાવ્યો હોય તો ઉગી નીકળતો નથી, તેમ નિર્વીર્ય મંત્રબીજ મૂલાધાર ચક્રમાં સ્થાપ્યું

હોય તો પણ "વાગ્ભવકૂટરૂપે" અંકુરિત થતું નથી. મંત્રના ઉપદેશ-સમયે જે મંત્રના રહસ્યાર્થને જણાવવામાં આવે છે તે મંત્રવીર્ય અથવા મંત્રબિંદુ કહેવાય છે. બિંદુયુક્ત બીજમંત્ર સવીર્ય કહેવાય છે, અને તે જ "વાગ્ભવકૂટ" રૂપે ચઢીયાતાં ચક્રોમાં ઉગી નીકળે છે. જેમ ભૂમિને પોચી કરી જલસિંચન કરી બીજને વાવનાર મનુષ્ય સૂર્યના ઘટતા તાપને પ્રસરવા દે છે, અને વાવેલા બીજને અડતો પણ નથી, તેમ મંત્રબીજને ચેતનાવ્યૂહના (Nervous system) તળીઆની મૂલાધારનામની ચક્રભૂમિમાં શ્રદ્ધાભક્તિપૂર્વક મંત્રબીજનો સવીર્ય નિક્ષેપ કરી સાધકે તેના ઉપર નાડીશુદ્ધિ કરનાર પ્રાણાયામનો યોગ્ય તાપ આપવાનો હોય છે.

મંત્રયોગમાં હઠયોગના વિવિધ પ્રાણાયામની અપેક્ષા નથી, પરંતુ નાડીશોધક પ્રાણાયામની આવશ્યકતા છે. પ્રાણાયામનો વિધિ શ્રી ગુરુ-દ્વારા જણાયલો હોય છે, અને તેના અભ્યાસવડે ચેતનાવ્યૂહ મલ-વિનાનો થતાં સઘળાં જ્ઞાન અને ક્રિયાતંતુઓનાં મર્મસ્થાનો અથવા ચક્રો મંત્રબીજના વિકાસને સરલ સ્થાન આપે છે. જેમ ઉગતા વે-લાનો હવા અજવાળાવાળું સ્થાન મળતાં સત્વર પ્રસાર થાય છે, તેમ નાડીશોધક પ્રાણાયામવડે ચેતનાચક્રો અને તંતુઓ મંત્રના રહસ્યાર્થને મૂર્ધપ્રદેશમાં સહસ્રદલપદ્મમાં પ્રસરવા દે છે.

બીજમંત્ર મૂલાધારમાંથી ઉપરના વિધિવડે પકવ થઈ સ્વાધિ-ષ્ઠાનઉપર સુષુમ્ણા માર્ગના મુખને ભેદી મણિપુર નામના ત્રીજા ચક્રમાં અથવા મર્મસ્થાનમાં અંકુરિત થાય છે, અને ત્યાં એક શાખા શબ્દની અને અન્ય શાખા અર્થની અથવા પારિભાષિક શબ્દોમાં કહીએ તો **નાદ**ની અને **કલા**ની પ્રતીતિ થાય છે. મંત્રબીજના અંકુરની આ બે એક થડમાંથી નીકળતી બે શાખાઓનો સમબલે વિકાસ કરવો એ મંત્રયોગના અભ્યાસકની ત્રીજી ભૂમિકા છે, અને તેને "શક્તિકૂટ" કહે છે. આ નાદ અને કલારૂપ બે શાખાઓનો પ્રભવ જ્યાંથી થાય છે એવા મણિપુરચક્રને શક્તિચક્ર એવું પણ નામ આપવામાં આવે છે. વળી જેવી રીતે મૂલાધારચક્રઆગળના શરી-રસ્થ પીઠને **કામપીઠ** એવું નામ અપાય છે, તેમ આ મણિપુરચક્ર-આગળના સુષુમ્ણાગત સ્થાનને પૂર્ણગિરિપીઠ એવું નામ અપાય છે. આ પીઠઆગળથી ગિરિનાં બે શ્રૃંગો જૂદાં પડે છે, જો કે વચમાં ઉપત્યકા અથવા સપાટભૂમિઉપર તે બે શ્રૃંગોના નીચેના છેડાઓ મળે છે.

આ ચક્રમાં અને પીઠમાં ઇષ્ટમંત્ર વર્ણમાતૃકારૂપે વિસ્પષ્ટ જણાય છે, અને તે સાથે જ મંત્રનું રહસ્ય અથવા તાત્પર્યાર્થ સ્ફુરે છે. વર્ણોની આનુપૂર્વીસાથે જ મંત્રના અર્થનું સ્ફુરણ થાય એને નાદ અને કલાનો યોગ કહે છે. ઘણા સાધકો આ યોગમાં પાછા પડે છે. નાદનું અનુસંધાન કરે છે, પણ કલાનું અનુસંધાન તેમનાથી થઇ શકતું નથી. એટલે કે મંત્રના વર્ણનો ઉદય અનુભવી શકે છે, પણ અર્થનો આવિષ્કાર સમકાલે કરી શકતા નથી. અથવા શ્રીમન્નૃસિંહાચાર્યજીની પરિભાષામાં શબ્દનો સુરતાસાથે યોગ કરી શકતા નથી. આ શબ્દ–સુરતાનું, નાદ–કલાનું–વર્ણની આનુપૂર્વી–અને વિચારનું–સંયોગીકરણ કરવામાં જેમ કસબ વણનાર સુતર અને સોનારૂપાના તારને એકવત્ કરવામાં સાવધાનતા રાખે છે તેવી સાવધાનતા રાખવી પડે છે.

આ નાદ–કલાનો યોગ મંત્રજાપીને કરાવવામાં કેવલ કુંભક ઘણો ઉપકારક છે અને તે કેવલ કુંભક મણિપુરથી ચઢીઆતા અનાહત ચક્રમાં થાય તો નાદ–કલાનું ઝટિતિ સંયોગીકરણ થાય છે. અને જેમ સુતર અને સોનારૂપાના તાંતણા ગુંથાવાથી જે કાર્ય પ્રકટ થાય છે તેને કસબ કહે છે, તેમ નાદકલાનું સંયોગીકરણ થતાં મંત્રદેવતાનુ વિજ્ઞાન જાગ્રત્ થાય છે, અને તે વિશુદ્ધચક્ર અથવા જેનું બીજું નામ સંવિચ્ચક્ર છે ત્યાં પ્રકટ થાય છે. મંત્રજાપીને આ સ્થાનમાં પોતાના પૃથક્પણાનો લોપ થતો નથી, પણ મંત્રદેવતાનો અરુણોદયજેવો પ્રતિભાસ થાય છે, અને વિશિષ્ટજ્ઞાન અથવા મંત્રદેવતાના જે જે ગુણોના પ્રતિ લક્ષ્ય રાખી, મંત્રયોગ સાધ્યો હોય છે તે તે ગુણોને અનુભવાવી શકે તેવા વિગ્રહની તે પ્રતીતિ કરી શકે છે. મંત્રરહસ્ય જાગ્રત્ ક્યારે થયું માનવું કે મંત્રદેવતા જ્યારે પ્રત્યક્ષ વિગ્રહવતી સાધકને અનુભવાય. અને આથી **શિવસૂત્ર**માં કહે છે કેઃ–

**विद्याशरीरसत्ता मंत्ररहस्यम् ॥**

અત્ર વર્તમાન જમાનામાં કેળવાયેલાને શંકા થશે કે આ મંત્રદેવતાની વિગ્રહપ્રતીતિ સત્યસાક્ષાત્કાર છે એમ શા ઉપરથી માનવું. મનના અમુક પ્રકારના ચિંતનજન્ય વલણને લીધે ભ્રમરૂપજ્ઞાન છે એમ કેમ નહિ માનવું? આ શંકાનું સમાધાન કરવામાં પ્રથમ તો મારે જણાવવું જોઇએ કે ધ્યાનજન્ય સાક્ષાત્કાર અથવા પ્રમા, અને ધ્યાનજન્યભ્રમ અથવા અપ્રમા એ બેનો વિવેક ઉત્થાન-

સમયે જ થઇ શકે છે. આપણા સ્વપ્નાધ્યાસનું મિથ્યાપણું સ્વપ્નસમયે કદી પણ થતું જ નથી, પણ જાગ્રત્સમયે થાય છે, તેમ ધ્યાનજન્ય-સાક્ષાત્કાર અને મનોરાજ્યજન્યભ્રમ એ બેનો ભેદ ઉત્થાનસમયે સ્પષ્ટ થયા વિના રહેતો નથી. મંત્રયોગના અવધિએ અથવા ધ્યાન-યોગના પરિણામમાં મંત્રદેવતાનો અથવા ધ્યેયવસ્તુનો સાક્ષાત્કાર થયો છે કે કેમ તેનો નિર્ણય મંત્રજાપીને અથવા ધ્યાનયોગીને ઉત્થાન-સમયે થયા વિના રહેતો નથી. વિગ્રહવતી દેવતાએ જે અનુગ્રહ પ્રકટ કર્યો હોય અથવા જે જે ગુણોની પ્રસાદી સાધકને આપી હોય તે અનુગ્રહ અથવા ગુણો ઉત્થાનસમયે સિદ્ધવત્ રહે તો પ્રથમની પ્રતીતિ પ્રમારૂપે સ્વીકારવી પડે છે, અને તેમ ન થાય તો અપ્રમા-રૂપે સ્વીકારવી પડે છે. ઉપાસ્યદેવનો સાક્ષાત્કાર થયા પછી ઉપાસક-નામાં અદ્ભુત્ માનસ અને અધ્યાત્મ ફેરફારો થઇ જાય છે, અને તે મનુષ્યની જીવનદિશા જ જાણે બદલાઇ ગઇ હોય, અથવા નવો દેહ જ જાણે ધારણ કરી રહ્યો હોય એવું અનુભવાય છે.

મંત્રજાપીને મંત્રયોગના પરિણામમાં જે દેવતાનો વિગ્રહ-સાક્ષાત્કાર થાય છે, અને તે વડે તેને જે પ્રસાદ અથવા અનુગ્રહનું બલ મળે છે તે એકલી માનસમર્યાદામાં અથવા અધ્યાત્મમર્યા-દામાં પ્રસરે છે એમ નથી, પણ મંત્રયોગ અમુક ભૌતિક ફલને ઉદ્દેશી સાધવામાં આવ્યો હોય છે તો તેવા ભૌતિક ફલને પણ પ્રકટ કરે છે. પણ તેવા ભૌતિક ફલને ઉદ્દેશી સાધેલો મંત્રયોગ તેટ-લું જ કાર્ય કરી વિરમે છે, અને સાધકને માનસ અથવા અધ્યાત્મ-ઉન્નતિમાં લાવી મૂકતો નથી.

અયાચકવ્રતવાળા કૃતોવાસ્તિ સાધુપુરુષોના જગદ્વ્યવહાર અલૌકિકરીતે સધાયાના દૃષ્ટાન્તો ઘણા દેશકાલમાંથી આપણને મળી આવે તેમ છે, અને આ લેખકના પોતાના અનુભવમાં પણ તેવા મહાપુરુષો આવ્યા છે. **किं गुरुताया मूलं यदेतदप्रार्थनं नाम**— એ વાકયાનુસાર અયાચક વૃત્તિવાળા મહાપુરુષોના યોગક્ષેમનું વહન સારી રીતે થાય છે અને તેવડે જ તેમની ગુરુતા જણાય છે.

પ્રયત્નવાદીએ નરસિંહ મહેતાની વાત કાં તો ગપાષ્ટક ગણવી, અથવા તે ભક્તની નિર્વાહક દૈવી સત્તા ઇતર પ્રાણીઓને તેના નિ-ર્વાહમાં પ્રેરતી હોવી જોઇએ એવું માનવું જોઇએ. યોગક્ષેમના વહ-નમાં દૈવી સત્તા ભક્તજનપ્રતિ ઇતર પ્રાણીઓને પ્રેરતી હોય એ સ્વીકારવામાં આવે તો ઉપાસ્ય દેવનો અનુગ્રહ જ ભક્તજનને નિઃશંક

રાખે છે એ અનુમાનમાં શો વાંધો આવે છે ?

આ વિશ્વમાં ઘણા ધૂર્ત હોય છે તેથી સત્યભક્ત અથવા સત્ય મંત્રજાપી કોઇ નથી એ અનુમાન આપણે આખી દુનિયા ફરીએ પણ હીરો ન મળે માટે કોઇ સ્થળમાં હીરો નથી એવા નિશ્ચય-ઉપર આવવા બરોબર છે. વસ્તુ દુર્લભ છે એમાં કંઈ વિવાદ નથી, અને દુર્લભ છે માટે જ ચળકતો પદાર્થ મળે તે તરત હીરો છે એમ માની લેવાનું નથી, પણ ઝવેરીને ત્યાં તેની પરીક્ષા કરાવવી જોઇએ અથવા જાતે પરીક્ષાના નિયમો જાણી ઝવેરી થવું જોઈએ. અને તે જ ન્યાયે હું સિદ્ધ છું—એવું કહેનાર અથવા ડોળ કરનારની આંતરસ્થિતિની બાહ્ય આચારઉપર કસોટી આપણે ગુરુશાસ્ત્રદ્વારા કરવી જોઇએ અથવા કરાવવી જોઇએ.

બીજી ભૂલ એવી પણ થાય છે કે મંત્રમાર્ગના અમુક ભાગને લઈ પ્રવૃત્ત થયેલા અને તે તે અંશમાં દેવતાના અનુગ્રહવાળા પુરુષ-પાસે આપણે મંત્રમાર્ગના શિખરના ફલને જોવા જાણવા માગીએ છીએ. આ પ્રયત્ન પણ આપણો મિથ્યા છે. અમુક પ્રકારના રોગને અથવા વિષને નિવારવાનો મંત્રયોગ જેણે સિદ્ધ કર્યો છે તેની પાસે આપણે શમદમાદિ દૈવી સંપત્તિની આશા રાખીએ તો તે શી રીતે સફલ થાય ? મંત્રયોગનું અદ્દ્ભુત અને સર્વોત્તમ ફલ તો જીવ—બ્રહ્મનો અભેદાનુભવ છે, અને તે ફલ જેને પ્રકટ થયું છે તેના યોગક્ષેમનો નિર્વાહ ઇશ્વરસત્તા જ કરે છે અને તે આનુષંગિક ફલ છે. **શ્રીમન્ નૃસિંહાચાર્યજી**નો જગદ્દ્વ્યવહાર આ વસ્તુનો જ્વલંત દૃષ્ટાન્ત હતો. તેઓશ્રીએ કદી કોઇપણ પદાર્થ કોઇની પાસે યાચ્યો નથી, છતાં તેઓશ્રીના સંબંધમાં આવતા શિષ્યવર્ગના કલ્યાણપુરતી સર્વ સામગ્રી અનાયાસે આવી ચઢતી હતી. કોઇએ પોતાની મર્યાદાવાળી દૃષ્ટિથી આર્થિક સામગ્રી ભેગી કરી ગુરુને અર્પણ કરવા પ્રયત્ન કર્યો હશે તો તે સામગ્રી તેની દૃષ્ટિ ઉઘાડવા સત્વર નાશ પામેલી જોવાઇ છે. આ પ્રાણી પદાર્થોની ગતિઆગતિમાં હર્ષ શોકની લા-ગણી કદી જણાઇ નથી, પરંતુ તેઓશ્રીની બ્રહ્મવર્ચસ્વાળી મુખમુદ્રા જેવી ને તેવી પ્રસન્ન જણાતી હતી. આ કારણથી જ ગુજરાતના નવા જમાનામાં કેળવાયેલા વિદ્દ્વર્ગે તેમની આચાર્ય અથવા સદ્-ગુરુરૂપે ગણના અથવા સંભાવના કરી હતી. તેમના અનુગ્રહથી જે-મની આંતર મતિ ઉઘડી છે તેઓને મંત્રયોગમાં, હઠયોગમાં, લય-યોગમાં અથવા રાજયોગમાં પ્રવિણતા ધરાવનાર પુરુષોની સાચી

નિષ્ઠા અથવા છલને ઓળખવામાં કંઇ શ્રમ પડતો નથી. કદાચ ઝવેરી શ્રીમાન્ ન હોય તોપણુ શ્રીમાનના ઝવેરની પરીક્ષા કરવા જેટલી કલા પ્રાપ્ત હોય છે, તેમ **શ્રીમન્નૃસિંહાચાર્યજીની** પરિચર્યાના ફલરૂપે જો કે સિદ્ધપદે કેટલા શિષ્યો નહિ પહોંચ્યા હોય તોપણુ સિદ્ધની સિદ્ધિ ખરી છે કે દંભ છે તેની કસોટી તેઓ ઝટ કરી શકે છે.

મંત્રજાપીના વિશુદ્ધ ચક્રમાં અથવા સંવિચ્ચક્રમાં થતા દેવતાના વિગ્રહસાક્ષાત્કારના સંબંધમાં થયેલા વિષયાન્તરથી પાછા વળી આપણે નાદ–કલાના યોગવાળા મંત્રના આગળના આવિષ્કારતરફ દૃષ્ટિ નાંખીએ. મંત્રનું વિમર્શન કરનાર સાધક દેવતાના સાક્ષાત્કારથી તૃપ્ત થતો નથી. તે દેવતાના અને પોતાના આત્માના સ્વરૂપને શોધે છે. બીજ–બિંદુ–નાદ–અને કલારૂપે વિસ્તાર પામેલો મંત્ર વિશુદ્ધિચક્રથી આગળ ચઢતાં ઘડીઆળની કમાનપેઠે બિંદુઆકારપરિણામ પામે છે. જેમ વાવેલા ગોટલામાંથી રમ્ય આમ્રવૃક્ષ પ્રકટ થઇ શાખા પ્રશાખારૂપે વિસ્તાર પામી પુનઃ નવબીજને ધારણુ કરે છે, તેમ ઉપાસ્ય સાક્ષાત્કારપર્યંત ચઢયા પછી મંત્રવૃક્ષ નવીન બિંદુને ધારણુ કરી રહે છે, અને તે બિંદુને અથવા મંત્રવીર્યને આજ્ઞાચક્રમાં ઉપર ફેંકે છે.

આ ક્રમને બિંદુનો વિસર્ગ કરવો એવું નામ આપવામાં આવે છે. ઘડીઆળની કમાન બિંદુરૂપે ગોઠવાયા પછી તેને એલારમ પેઠે છોડવામાં જેવી યાંત્રિક કલા છે તેમ નાદ–કલાનો યોગ થયા પછી ગ્રંથિરૂપ અથવા કેન્દ્રરૂપે જામેલું મંત્રનું બલ ઊર્ધ્વગામી થાય છે, અને આજ્ઞાચક્રમાં અથવા પૃષ્ઠમાર્ગના ગુહાદ્વારમાં આવેલા કુંડલિનીના નાલમાં ( Module oblongata ) થઇ દ્વાદશાર્ણુ ચક્રમાં ( cerebellum ) તેનો વેગ પહોંચે છે. આ સ્થાનમાં મંત્ર, મંત્રજાપી અને મંત્રદેવતા–એ ત્રણુનો અભેદ સધાય છે. મંત્રની **નાદ**પરવશતા, મંત્રજાપીની ચિત્તપરવશતા, અને મંત્ર દેવતાની **શક્તિ**પરવશતા લોપ પામે છે, અને ત્રણેમાં સ્ફુરતા સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વનો નિર્વિકલ્પ અનુભવ થાય છે. આ અનુભવ ઉદય થયા પછી ઉત્થાન થાય તોપણુ સ્વરૂપનો સહજ ઉલ્લાસ દબાતો નથી, અને અદ્વૈતપ્રત્યય નષ્ટ થતો નથી.

મંત્રયોગના બીજનિક્ષેપથી માંડી નાદલય, ચિત્તલય, અને પ્રાણશક્તિલયપર્યંતના ક્રમને જે સાધે છે તે જ સહજ યોગી છે, તે જ શાસ્ત્રપારંગત છે, અને ઇતર સર્વ કૃત્રિમ યોગી છે, અને શબ્દજાલમાં ગુંચાયેલા જીવ છે.

**नर्मदाशंकर देवशंकर महेता.**

# प्राचीन इजीप्तनी पौराणिकी कथा.

( અનુસંધાન શ્રી સદુપદેશ શ્રેણી ૩૪, પૃષ્ઠ ૫૪ થી. )



નાઈલ નદી તથા તે ઉપરની ગુહાઓ, ઇજીપ્સીઅન લોકોની ઉત્પત્તિ, તત્સંબંધી થયેલાં અન્વેષણો, ત્યાંના ગૃહ તથા ગ્રામોની રચના, ત્યાંની રીતભાત, ત્યાંનો વ્યાપાર, ત્યાં પ્રચલિત નીતિ તથા ધારા, ત્યાંની કૃષીવિદ્યા, તે લોકોનું વિજ્ઞાનશાસ્ત્રનું જ્ઞાન વગેરે પ્રાદેશિક ધર્મઉપર ઘણી અસર કરે છે; તેથી ઇજીપ્ટની ધર્મસંસ્થાના જ્ઞાનમાટે તેનું જ્ઞાન અતીવ ઉપયોગી છે.

**કાલનિર્ણય.** ઈજીપ્ટમાં થયેલા ઐતિહાસિક પ્રસંગો કયારે થયા તે સમયનો નિર્ણય કરવો ઘણો કઠીન છે. તે કાલની ગણુના માટે મનેથો[1] નામના ઈજીપ્ટના પુરોહિતે નક્કી કરેલી વંશોની રીતિ ઘણી સુગમ પડે છે. મનેથોએ ઈજીપ્ટના ઇતિહાસના ૩૧ વિભાગ પાડ્યા; અને તે પ્રત્યેક વિભાગને "વંશ" સંજ્ઞા આપી. તેમાંથી મિનાનો વિજય તથા પરશીઅન લોકોની જીતવચમાં લગભગ ૨૬ વંશનો સમય ગણુવામાં આવ્યો છે. પરશીઅન લોકોની જીતપછીથી વાસ્તવિક ઈજીપ્ટના રાજ્યનો ભ્રંશ થઈ ગયો; તેથી તે સમયથી તે રાજ્યના ઇતિહાસનો અંત આવ્યો.

ઇજીપ્ટના કેટલાક અભ્યાસકો મનેથોનો મત સ્વીકારતા નથી; પણ પ્રોફેસર બ્રેસ્ટેડના મતને અનુસરે છે. એ મત મિનાનો વિજય ઈ. સ. પૂર્વ ૩૪૦૦ ની સાલમાં થયો હતો એમ માને છે.

---

1 ઇ. સ. પૂર્વ ૨૬૩ ની આસપાસ એ હતા.

તે ઉભય મત નીચે પ્રમાણે છે:—

| વંશ. | મનેથોના મતાનુસાર. ઈ. સ. પૂર્વે | બ્રેસ્ટેડના મતાનુસાર. ઈ. સ. પૂર્વે. |
|---|---|---|
| ૧ | ૫૫૧૦ | ૩૪૦૦ |
| ૨ | ૫૨૪૭ | —— |
| ૩ | ૪૯૪૫ | ૨૯૮૦ |
| ૪ | ૪૭૩૧ | ૨૯૦૦ |
| ૫ | ૪૪૫૪ | ૨૭૫૦ |
| ૬ | ૪૨૦૬ | ૨૬૨૫ |
| ૭ | ૪૦૦૩ | ૨૪૭૫ |
| ૮ | ૩૯૩૩ | —— |
| ૯ | ૩૭૮૭ | ૨૪૪૫ |
| ૧૦ | ૩૬૮૭ | —— |
| ૧૧ | ૩૫૦૨ | ૨૧૬૦ |
| ૧૨ | ૩૪૫૯ | ૨૦૦૦ |
| ૧૩ | ૩૨૪૬ | ૧૭૮૮ |
| ૧૪ | ૨૭૯૩ | —— |
| ૧૫ | ૨૫૩૩ | —— |
| ૧૬ | ૨૨૪૯ | —— |
| ૧૭ | ૧૭૩૧ | —— |
| ૧૮ | ૧૫૮૦ | ૧૫૮૦ |
| ૧૯ | ૧૩૨૨ | ૧૩૫૦ |
| ૨૦ | ૧૨૦૨ | ૧૨૦૦ |
| ૨૧ | ૧૧૦૨ | ૧૦૯૦ |
| ૨૨ | ૯૫૮ | ૯૪૫ |
| ૨૩ | ૭૫૫ | ૭૪૫ |
| ૨૪ | ૭૨૧ | ૭૧૮ |
| ૨૫ | ૭૧૫ | ૭૧૨ |
| ૨૬ | ૬૬૪ | ૬૬૩ |
| ૨૭ | ૫૨૫ | ૫૨૫ |
| ૨૮ | ૪૦૫ | —— |
| ૨૯ | ૩૯૯ | —— |
| ૩૦ | ૩૭૮ | —— |

આ વિવિધ વંશોમાં વિભક્ત સમયના—લગભગ પાંચ હજારથી ઉપરાંત વર્ષના ત્રણ મોટા વિભાગ પણ કરવામાં આવે છે.

| વિભાગ. | નામ. | સમય. |
|---|---|---|
| પ્રથમ વિભાગ | પ્રાચીન રાજ્યનો સમય | પ્રથમ વંશથી આઠમા વંશ સુધી. |
| દ્વિતીય વિભાગ | મધ્યમ રાજ્યનો સમય | નવમા વંશથી અઢારમા વંશ સુધી. |
| તૃતીય વિભાગ | નવીન રાજ્યનો સમય | ઓગણીશમા વંશથી છવીશમા વંશ સુધી. |

આ વિભાગો ઈજીપ્તના ઈતિહાસમાં વચમાં કોઇ પણ જાતનો ભંગ થયો હતો એવું બતાવવાને નથી, પણ સગવડતાને અર્થે જ આવા મોટા વિભાગો પડાયા છે.

## પુરોહિતો.

ઈજીપ્ટમાં પુરોહિતોની સત્તા તથા સ્થિતિ ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન હતાં; પણ, પુરોહિતોની સત્તા રાજ્યસત્તાથી કેવલ અનાયત્તજ હતી; કેટલોક સમય તો એવો હતો કે

**પુરોહિતો.**

જ્યારે ફેરેઓ[1] ( Pharaoh ) ની સત્તા કરતાં પણ પુરોહિતોની સત્તા અધિક હતી. ઈજીપ્તમાં હજારો દેવગૃહો હતાં અને તેમાંનાં ઘણાંખરાં ને મોટી મોટી જમીનો હોવાથી આવક પણ ઘણી હતી. તે કારણથી ઘણા મંદિરોમાં અધિકારીઓ તેમજ નોકરો મોટી સંખ્યામાં રાખવામાં આવતા. નવીન રાજ્ય સમયે આમેન ( Amen ) નામના દેવતાની લક્ષ્મી તેમજ સત્તા ફેરેઓના જેટલી તો હતીજ: કદાચ વધારે પણ હોય; ત્રીજા રારામીસીસના સમયમાં આ પંથની પ્રતિષ્ઠા ઘણી હતી; પૂજારીઓ ઉપરાંત લગભગ ૮૦૦૦ આશ્રિતો તેમાં હતા. તે સમયમાં પ્રાણીઓની સંખ્યાની ગણના એ પંથમાં લાખથી થતી-આ દૃષ્ટાંત સ્પષ્ટ સૂચવે છે કે એ પંથના સમૃદ્ધિ કેટલી હશે.

પ્રાચીન કાલમાં ઈજીપ્તમાં જમીનના મુખ્ય સ્વામીઓ પોતેજ મુખ્ય પુરોહિતનું નામ ધારણ કરતા; તથા તે કામ પણ કરતા;

૧ ઈજીપ્તના રાજાઓ ફેરેઓ કહેવાતા.

આથી એ જમીનદારો વ્યાવહારિક તેમજ ધાર્મિક વિષયોમાં પોતાના પ્રદેશમાં અન્ય સર્વ કરતાં ઉચ્ચતર સ્થિતિ ભોગવતા. જેમ સમય ગયો તેમ તેમ પુરોહિતોને પાલન કરવાના નિયમો વધારે અને વધારે સખત થતા ગયા; તેથી એ જમીનદારો જાતે આ મુખ્ય પુરોહિતના કામથી મુક્ત થતા ગયા, અને એજ કારણથી પુરોહિતોનો એક નવીન વર્ગ ઉદ્ભવને પામ્યો; આમ છતાં પણ એ વર્ગમાં આધુનિક જ્ઞાતિબંધન જેવું કાંઈ ખાસ નહતું કારણ કે સામાન્ય જન પ્રજામાંથી કેટલાક મનુષ્યોને એ કામમાં રોકવામાં આવતા, અને તે નવીન મનુષ્યો પણ એ પુરોહિતના વર્ગમાંજ ગણાતા. એ પુરોહિતોને ત્યાંની ભાષામાં "ઇશ્વરના સેવક" (Hen veter) અથવા "શુદ્ધ" (Uale) કહેવામાં આવતા. કોઇ કોઈ પ્રદેશમાં મુખ્ય પુરોહિતને અન્ય પુરોહિતની સંજ્ઞાથી ભિન્ન સંજ્ઞા આપવામાં આવતી; જેમકે, પ્ટાહના મંદિરમાં "મુખ્ય વિધિકર્તા" (Khorp Hemtin) સંજ્ઞા હતી; હેલીઓ પોલીસમાં "મહાન્ દ્દષ્ટા" (Ur Ma) એવું નામ હતું; મેન્ડેમાં "સીપાઇઓનો નાયક" એવું અયોગ્ય નામ આપવામાં આવતું, જે પુરેહિત સર્વ વિધિ કરાવે તેને Kheri-heb કહેવામાં આવતો.

પુરોહિતોને પાલન કરવાના ધર્મો દુષ્કર હતા. એમને પાળવાના નિયમોમાં સ્વચ્છતા તથા આત્મદમન મુખ્ય હતા તેમજ ઘણાજ કઠિન હતા. વસ્ત્રો એકદમ સફેદ, બીલકુલ ડાઘા વિનાનાં સ્વચ્છ જોઇએ તથા તે વારંવાર બદલવા જોઈએ. પુનઃ પુનઃ દેહ પવિત્રીકરણનો આદેશ હતો. તે પછી સુતરાઉ વસ્ત્ર ધવલ ધારણ કરવાનો વિધિ હતો; ઉનના તેમજ તેવી કોઇ પણ અન્ય જાતિના વસ્ત્રોનો નિષેધ હતો; માથાને વિકેશ અર્થાત્ બિલકુલ વાળ વિનાનું રાખવાનું હતું: તેમજ માથાપર કોઇપણ પહેરવાનું ન હતું. પુરોહિતોની દિનચર્યા તેમને માટે નિયત કરવામાં આવેલીજ હતી. જો તે દિવસે તેનો પૂજા કરવાનો વારો હોય તો શાસ્ત્રીય સ્નાનાદિથી વિશુદ્ધ થઇ તેણે પવિત્રમાં પવિત્ર ધામ આગળ જવું જોઇએ. ત્યાં તે મંત્રો સાથે નિયત કરેલી શારીરિક ચેષ્ટા સહિત અમુક મંત્રોનો ઉચ્ચાર કરવો જોઇએ. તે પછી એ પવિત્ર ધામને બંધ કરી જે મુદ્રા કરી હોય તે મુદ્રા તોડાય; પછી અંદર સ્થાપેલી દેવતાની મૂર્તિ સન્મુખ ઉભા રહેવું તથા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા. પછીથી કેટલીક શાસ્ત્રીય ધાર્મિક ક્રિયાઓ કરી ઇજીપ્શીઅન સત્યની દેવી—માટ્ની

નાની મૂર્તિને દેવતાની મૂર્તિ સન્મુખ ધરવી. આ પૂર્વે દેવતા કોઇ પણ વિધિમાં ભાગ લઇ શકે નહિ એમ સ્વીકારવામાં આવતું પછી દેવને પ્રસાદ ધરવો. એ પ્રસાદમાં વિવિધ નિયત્ત વસ્તુ મુકવામાં આવતી. એ પ્રસાદ ગ્રહણ કર્યા પછી દેવતા સ્વસ્થાને પાછા જતા તથા બીજે દિવસેજ મંદિરમાં પધારતા એમ માનવામાં આવતું.

આ પ્રાતઃકાલની પૂજાના સર્વ વિધિમાં ભાગ લેનાર પુરોહિત ઓસીરીસ્‌ના પુત્ર હોરસ્‌ને સ્થાને છે એમ અનુમાન થાય છે. સર્વ ઇજીપ્શીઅન પ્રજા પોતાના પિતાના મરણ પછીના હિતને માટે અતીવ સાવધાન રહેતી; હોરસ્‌ પણ તેજ રીતે સાવધાન રહેતા એવી માન્યતા હતી. આ પ્રાતઃકાલની પૂજામાં ઓસીરીસ્‌ના પંથની અસર સુસ્પષ્ટ છે. આ અવશિષ્ટ દિવસ વિવિધ વિદ્યાકલાના અભ્યાસમાં ધ્યાનમાં તેમજ ધાર્મિક ક્રિયામાં ભાગ લઇ નિયત રીતે વ્યતીત કરવાનો હતો. રાત્રિ પણ પુરોહિતને નિયત કર્તવ્ય વિનાની નહોતી. મધ્યરાત્રિ પછી થોડા સમયમાં પુરોહિતે પોતાનું પવિત્રીકરણ આવશ્યક હતું; અને તેથી મધ્યરાત્રિએ તેને જગાડવાની વ્યવસ્થા કરવામાં આવતી.

જે જે ગ્રીક મુસાફરોએ ઇજીપ્તનો પ્રવાસ કર્યો છે તે સર્વ અને તેમાં પણ ખાસ કરીને હેરોડોટસ્[1] તથા સ્ટ્રાબોર એ ઇજીપ્તના પુરોહિતોની અનુપમ વિદ્વત્તાના ઘણાંજ વખાણ કર્યાં છે. સ્ટ્રાબોએ એબ્ઝની પુરોહિતોની કોલેજનું સ્તુતિસહ વર્ણન કર્યું છે. પ્રાચીન ઇજીપ્તમાં એ સંસ્થાના પુરોહિતો સર્વથી વધારે વિદ્વાન્‌, ઇશ્વરવિદ્યામાં સર્વથી અધિક નિષ્ણાત તથા તત્ત્વવિચારક હતા. તેજ પ્રમાણે આનુ આદિ સ્થલે પણ બીજી આવાની પ્રકારની સંસ્થાઓ હતી. પ્રત્યેક પ્રદેશમાં એક મોટું ભવ્ય દેવમંદિર બંધાતુ; અને તે દેવાલયમાં પ્રાદેશિક ધર્માનુસારજ સર્વ વિધિનું પાલન થતું; ત્યાંથી થોડે જ આઘે અન્ય ધર્મ પ્રસર્યો હોય છતાં પણ તે અન્ય ધર્મનો સ્પર્શ પણ ત્યાં થવા પામતો નહિ. તે દેવગૃહમાં સ્થાપિત દેવના સર્વ દેવોનાં સર્વોપરિ, દેવોના રાજા, જગતના કર્તા અથવા સ્રષ્ટા,

**થેબ્ઝની કોલેજ.**

1 જન્મ ઇ. સ. પૂર્વે ૪૮૪ માં; મરણ ઇ. સ. પૂર્વે. ૪૨૦; એમને "ઇતિહાસના પિતા" એવું પણ ઉપનામ આપવામાં આવે છે.

2 જન્મ. ઇ. સ. પૂર્વે ૬૬ માં; મરણ ઇ. સ. ૨૪.

તથા ભક્તજનને ઇષ્ટ અર્પનાર રૂપે સ્વીકારતા.

સર્વ દેવતાઓના મંદિરમાં એટલાબધા પૈસા હતા એમ અનુમાન કરવાનું કંઇ કારણ નથી; કારણ કે કોઈ કોઇ સ્થાને તો બહુ જ ઓછા પુરોહિતો રાખવામાં આવતા; સીકેરૂમાં માત્ર દશજ હતા. કોઇ કોઇ દેવાલયોને જોઇએ તેટલી આવક પણ નહતી, એક દેવાલયના મુખ્ય પુરોહિતને માત્ર ૩૪૪ ડ્રામ[૧]નો પગાર હતો; તથા અન્ય સર્વ પુરોહિતોને પોતાની મહેનતના બદલામાં માત્ર એક બુશલ ( લગભગ બે મણ ) ઘઉં રોજ મળતા, મંદિરની ઉપજનો પ્રધાનપણે ઉપયોગ દેવની પૂજા આદિમાં થતો. પ્રત્યેક ઉત્સવ સમયે દેવને નવીન તથા સ્વચ્છ વસ્ત્ર ધારણ કરાવવામાં આવતાં; તે વસ્ત્રની કિંમત લગભગ ૧૦૦ ડ્રામ થતી. મૂર્તિને લેપ કરવાના સુગંધિ તૈલની કિંમત લગભગ ૨૦ ડ્રામ થતી. ધૂપનો ખર્ચ ૫૦૦ ડ્રામ થતો. રાજાના જન્મ દિવસે ખાસ ધૂપ કરવામાં આવતો તથા તેનો ખર્ચ ૪૦ ડ્રામ થતો.

દેવાલયોમાં સ્ત્રીઓ પણ પુરોહિતનું કામ કરતી. પૂર્વે તો દેવ તથા દેવી ઉભયના મંદિરમાં સ્ત્રી પુરોહિતનું કામ કરે એમાં બાધ ગણવામાં આવતો નહિ; પણ પાછળના સમયમાં તો સ્ત્રીઓને પૂજારીનું કામ પ્રાયશઃ દેવીના મંદિરમાંજ કરવામાં દેવામાં આવતું.

ઇજીપ્તમાં કેટલાંક દેવાલયો સમીપ જમીનમાં ઉંડાં ભોંયરાં જેવા વિશાળ ઓરડાઓ બાંધવામાં આવતા; તથા તે સ્થાનમાં ગૂઢ કર્મ તથા રીતિસહ દિક્ષા આપવાનો નવીન અપાર્થિવ વિધિ કરવામાં આવતો એવી માન્યતા છે; આ વિધિને Mystery અર્થાત્ રહસ્ય એવી સંજ્ઞા આપવામાં આવતી. આ ઇજીપ્શીઅન રહસ્યના સંબંધમાં ઘણાં પુસ્તકો લખાએલાં છે એવી ભૂલભૂરેલી માન્યતા ઘણા લોકોની છે. વસ્તુતઃ આ વિધિસંબંધમાં ઘણાંજ ઓછાં પુસ્તકો છે; અને જે પુસ્તકો છે તેમાંથી આ પુરોહિતોના ગુપ્તતમ વિધિ સંબંધમાં કાંઇ પણ વિશેષ જ્ઞાન મળે એમ નથી. ઇજીપ્તના આ વિધિનું જ્ઞાન મેળવવા ગ્રીક લોકોમાં પ્રચલિત એવા જ વિધિઓનો અભ્યાસ વધારે જ્ઞાન આપી શકે એમ છે; વળી આ વિધિના સંબંધમાં તેમ ઘણી શોધો પણ થઈ છે.

**Mysteries અથવા રહસ્ય.**

---

૧ ડ્રામની કિંમત દેશકાલ પરત્વે જૂદી જૂદી હતી. પણ સરેરાસ કિંમત લગભગ નવ આના થતી.

ઈજીપ્શીઅન Mystery અથવા રહસ્ય સંબંધમાં પૂર્વે કહ્યું તેમ ઘણુંજ ઓછું જ્ઞાત છે. ઈજીપ્તમાં એવા કોઇ પણ પ્રકારનો વિધિ અસ્તિત્વમાં હતો એ હેરોડોટસ્‌ના કહેવાથીજ જણાય છે; ઓસીરીસ્‌નાં દુ:ખ તથા મૃત્યુના સ્મારકરૂપે કરાતી વાર્ષિક વિધિનો ઉલ્લેખ કદાચ આથી હેરોડોટસે કર્યો હોય. "Re–Standમાં ગુપ્તવિધિ જોયો "[1] "હું Stand (સીકીરની અન્ય સૃષ્ટિ મેમ્ફીસ પાસે) માં ગયો અને તેમાં જે ગુપ્ત (રહસ્ય અથવા Mystery) છે તે જોયું "[2] આ પ્રેત પુસ્તકના વાકયો મૃત્યુના અધિષ્ઠાતા દેવ સીકીરના દેવાલયમાં થતા વિધિનો ઉલ્લેખ કરે છે. આ સૂર્યદેવના જન્મ મરણના આદર્શરૂપ છે; આ વિધિ મધ્યરાત્રિ તથા અરુણોદયની વચમાં પાલન કરવામાં આવતો, પૂર્ણિમાને દિવસે, વાગ્ (Vag) ના ઉત્સવ સમયે, થોથ્[3] (Thoth) ના પર્વ સમયે, ઓસીરીસ્‌ના જન્મ દિવસે મિનુના ઉત્સવ વખતે, હેકરની રાત્રિએ, માર્‌ના દિક્ષા સમયે ઇત્યાદિ સમયે પ્રેતપુસ્તકના ૧૪૮મા પ્રકરણનો પાઠ કરવાનો છે. હેરોડોટસ્ આ વિધિમાં દીક્ષિત હતા એમ ધારવામાં આવે છે; પણ તે તે રહસ્યને ગુપ્તજ રાખે છે; અને આપણી જીજ્ઞાસા ઉત્પન્ન કર્યા છતાં પણ પોતાને તે કહેવાનો નિષેધ છે. એમ ટીકા કરે છે.

**ગ્રીક Mysteries અથવા રહસ્યો.**

ગ્રીસમાં પ્રચલિત રહસ્યો ઘણાં જ પ્રાચીન હતાં જીત પામેલા લોકો પોતાનો ધર્મ તથા ધાર્મિક ક્રિયાઓ ન જાણી શકે તેથી હારેલા અસલ ગ્રીસના લોકોએ પોતાના ધર્મ તરફ આવી સંસ્થિતિ સ્વીકારી હશે એમ અનુમાન થાય છે. એ લોકો ઉપર ઈજીપ્તની આ સંસ્થાની અસર થયેલી હતી એતો સ્પષ્ટ જ છે. એલ્યુસીનીઅન[4] રહસ્યો સર્વમા પ્રધાન છે; અને ગ્રીક લોકોના ધાર્મિક રહસ્યોમાં એક પક્ષે આ એલ્યુસીનીઅન

---

૧ Booh of the Dead–પ્રેત પુસ્તક–પ્રકરણ ૧.

૨ ,, ,, ,, ૧૨૫.

૩ વકતૃત્વ શકિત તથા અક્ષરોના અધિષ્ઠાતા થોથ્‌ને માનવામાં આવે છે. અક્ષરો તથા તત્ત્વવિચારનું પ્રભવસ્થાન પણ એજ હતા એમ સ્વીકારાય છે. ઘેટાના માથા સાથે મનુષ્યાકૃતિ એમની હતી એવું એમનું વર્ણન છે.

૪ ગ્રીસમાં સીરીસ્‌ના માનમાં કરવામાં આવતા ગુપ્તવિધિને એલ્યુસીસ્ કહેવાય છે.

રહસ્યો આદર્શરૂપે સ્વીકારી શકાય. આ ગૂઢ સંસ્થામાં ડિમિટર, કોર તથા પ્લુટો મુખ્ય હતા; આ સર્વ અધિ ભૌતિક દેવતા છે, તથા હાડીઝના અન્ય દેવતાની પેઠે એ દેવોને પણ કૃષિવિદ્યા સાથે ગાઢ સંબંધ છે. મીસ્ટીના વિશાલ પ્રકોષ્ઠમાં જે વિધિ થતો તેની ઘણી જ ઓછી વિગતો જ્ઞાત છે. પણ એટલું તો સહસા નિશ્ચય થઇ શકે એમ છે કે એ વિધિ એક ધાર્મિક નાટકના રૂપમાં અથવા આવેશ પ્રદર્શનના રૂપમાં હતો. એ નાટકમાં ડિમિટર તથા કોરનાં પરાક્રમો ધાન્યના ઉદ્‌ભવ તથા વૃદ્ધિના પ્રતીકરૂપે ભજવી દેખાડવામાં આવતા. હીપોપ્લીટસ્[૧] એટલું જણાવે છે કે આ એલ્યુસીનીઅન રહસ્ય સમયે ભકતજનોને ધાન્યનું છોડ પણ બતાવવામાં આવતું; આથી સમજાય છે કે ધાન્યનો ઉદ્‌ભવ તથા વૃદ્ધિના પ્રતીક રૂપે આ રહસ્યો હતાં. અશિક્ષિત સંસ્થાઓમાં પણ આને જ મળતા ગુપ્ત વિધિઓ શી રીતે પ્રવેશ થઇ ગયા એ અગમ્ય છે. ઓસ્ટ્રેલીઆ તથા ઉત્તર અમેરિકાની કેટલીક પ્રજામાં આવી સંસ્થાઓ છે; અને તેમાં પણ આ એલ્યુસીનીઅન રહસ્યના જેવા જ વિધિ પાલન કરવામાં આવે છે. અધોભૂમિની બીકથી, ત્યાં ઉદ્‌ભવતા જંતુ તથા તેથી શુદ્ધ રહેવાની આવશ્યકતાને લીધે પ્રાયશઃ આ વિધિઓમાં ગૂઢતાનો અંશ પ્રવેશ થયો હશે એમ અનુમાન કેટલાક કરે છે.

પ્રેતપુસ્તકમાં પણ આવી કોઇ સંસ્થાનું અસ્તિત્વ તથા વર્ણન આપણને ભાસે છે; આ વિધિઓ ઐતિહાસિક સમય પૂર્વના હોવા જોઇએ; તથા વૃદ્ધિના વ્યતિકર સાથે સંબંધ ધરાવનાર કોઇ પણ દશક યુગના સંગના પંથના અવશેષ હોવા જોઇએ. એ પુસ્તકમાં સંકેત શબ્દ તેનો પ્રત્યુત્તર તથા આવી ગુપ્ત સંસ્થામાં ઉપયોગ થઇ શકે એવું જરૂરતું પ્રત્યેક સાહિત્ય દૃષ્ટિગોચર થાય છે. આ આદિ સામ્યથી સ્પષ્ટ થાય છે કે ઉભયમાં રહસ્ય લગભગ સમાન જ હતાં; તથા પ્રેત પુસ્તકમાં દૃષ્ટિગોચર થાય છે તેવો જ વિધિ અન્યત્ર પણ હતો. તેમાં રહેલી ગૂઢતા પણ દશક યુગ સમયની હોવી જોઇએ, આને કૃષીવિદ્યા સાથે સંબંધ છે—ઇત્યાદિ છતાં પણ હેરોડોટસ્ આદિ લેખકોનો આ વિધિઓને ગૂઢ જ રાખવાનો પ્રયત્ન જોતાં તરતજ આપણને પ્રશ્ન થાય છે કે આમાં ગૂઢતા શા

---

૧ ઇ. સ. ૨૩૦ ની આસપાસ.

માટે રાખવામાં આવે છે ? એનું કારણુ એકજ અનુમાન થાય છે, પ્રત્યેક પ્રકારની વૃદ્ધિ રહસ્યમય તો હોયજ છે; અને તેમાં પણુ જમીનમાંથી બીજનું વૃક્ષ થવું એ કેવલ અગમ્ય હોવાથી પૂર્વના લોકો એને કાંઇ જાદુ ગણુતા. અન્ય પ્રજામાં તથા ધર્મમાં પણુ આ ક્રિયાને દૈવીજ માનવામાં આવે છે. અન્ય કારણુ એમ પણુ હોય કે આ સર્વ વિધિ કે જેમાં ધાન્યની વૃદ્ધિનું સાંકેતિક દર્શન કરાવાતું—જમીનની નીચેના ભાગમાં બાંધેલા અંધારા ઓરડામાં જ કરવામાં આવતા.

મૂળ દેવાલયો બહુજ સાદાં બાંધવામાં આવતાં; જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેની ભવ્યના વધારવામાં આવતી ગઇ.

**દેવાલયો.** મૂળ દેવાગારો માત્ર ઝુંપડાં જેવાંજ હતાં; દેવતાનાં પ્રતીકોનાં સંગ્રહસ્થાનરૂપેજ હતાં. આસપાસ એક મોટી દિવાલ, વચમાં નાનું મકાન, મકાનમાં એક નાની વેણુની વેદી તથા પ્રતીક મુકવા એક નાની પેટી એટલું જ દેવાલયનું મૂળરૂપ હતું. નવીન રાજ્યના સમયમાં દેવાલયની ભવ્યતામાં અધિક વધારો થયો; પણુ મૂળ આકૃતિ તો પૂર્વવત્‌જ રહી. પ્રતીક માટે વચમાં શરણુ તેની આસપાસ મોટી ભીંત, તે ભીંતમાં આસપાસ બે મિનારા અને વચમાં દ્વાર, બહાર રાજાની બે મોટી મૂર્તિ તથા બે સૂચ્યાકાર સ્તંભ આ સાદામાં સાદા દેવાલયની રચના હતી. આ મંદિર શહેરની મધ્યમાં બાંધવામાં આવતું, વસ્તીવાળા ભાગમાંથી મોટો રસ્તો આ મંદિરના દરવાજા સુધી રચવામાં આવતો અને તે રસ્તાની બન્ને બાજુએ સિંહ, ગોધા તથા, એવાજ અન્ય પૂજનીય પ્રાણીઓની આકૃતિ ગોઠવવામાં આવતી. આસપાસની મોટી દિવાલને લીધે શેરીઓમાં થતો ઘોંઘાટ અંદર પ્રવેશ કરી શકતો નહિ. બારણુા આગળ બે મોટા મિનારામાં નીચેના ભાગમાં મોટાં છિદ્રો પાડી તેમાં ધ્વજા પતાકા રોપવામાં આવતી. દ્વાર ઉપર સૂર્યના પ્રતીકરૂપે પાડેલું પાંખવાળું બિંબ જેમ અનિષ્ટનિવારણુ કરે છે તેમ આ વિવિધ રંગની ધ્વજા પણુ કરે છે—એવું એ લોકો સ્વીકારતા. બહારની ભીંત ઉપર વિવિધ ચિહ્નો, દેવસ્થાન બંધાવનાર પુરુષના વિવિધ પરાક્રમો, તથા વિવિધ ધાર્મિક લેખો આલેખાતા. અંદરના દેવતાના સ્થાનમાં કેવળ અંધારૂંજ રાખવામાં આવતું.

આ દેવાલયોમાં મુખ્ય અંદરની પવિત્ર જગ્યા હતી; તે સ્થા-

-નમાં એક ચોરસ પેટી (Naos) રાખવામાં આવતી; તે પેટી આ-ગળથી ઉઘાડી અથવા તો કોતરણીવાળા બારણાવાળી કરાતી; આ પેટી પવિત્ર પ્રતીકોનું આશ્રયસ્થાન હતું, અને કોઇ કોઇ વાર તો આ પેટીમાં પવિત્ર પ્રાણીને પૂરવામાં આવતું. આ શરણની આજુબાજુ બે અંધારા

**પવિત્ર સ્થાન.**

ઓરડા બાંધવાનો પ્રચાર હતો. અને તે ઓરડામાં મંગલ વસ્ત્રાદિ, યાત્રા સમયે ઉપયોગમાં લેવાતી ધ્વજાપતાકા, પવિત્ર હોડી આદિ રાખવામાં આવતા. અંદરની ભીંતો તથા સ્તંભોપર વિવિધ રંગના મુખ્ય દેવતાની પૂજાના વિધિના ક્રમિક ચિત્રો ચિત્રાતાં.

આસપાસની મોટી દિવાલની અંદરના ભાગમાં બીજાં નાનાં દેવસ્થાનો પણ બાંધવામાં આવતાં, પવિત્ર ઝાડ વવાતાં, માંગલિક પક્ષીઓને વસવાને ગોઠવણ થતી, પવિત્ર હોડી ફરી શકે એવાં નાનાં સરોવરની રચના થતી, પુરોહિતો માટે મકાનો બંધાતાં, અને કોઇ સ્થાને તો મહેલ પણ અંદર બાંધવામાં આવતો. એ દેવમંદિરની બહાર, ત્યાં આવવા કેટલાક એક દેવાલયથી અન્ય દેવાલય સુધી, કેટલાક એક ગ્રામથી ગ્રામાંતર સુધી-રસ્તા બંધાતા; તથા એ રસ્તાઓપર દેવયાત્રા થતી; તથા એ રસ્તાઓથી રાજાઓ પોતાના રાજ્ય વૈભવ-સહિત દેવને વિવિધ વસ્તુ સમર્પણ કરવા પધારતા.

વિવિધ લેખકો વિવિધ દેશને "દેવાલયોનો પ્રદેશ" એવી સંજ્ઞા આપે છે; પણ ખરૂં જોતાં તો એ સંજ્ઞાને પાત્ર ઈજીપ્ટ જ છે કે જ્યાં સાઇકલોપ્સની[1] રચના જેવી ભવ્ય રચનાવાળા દેવાલયો છે. જયારે એ દેવાલયો બંધાયલા ત્યારે જેટલા ભવ્ય હતા તેટલા જ ભવ્ય અદ્યાપિ પણ એ મંદિરો રહ્યા છે.

## ઓસીરીસ્‌નો પંથ.

ઈજીપ્ટની દેવસભામાં ઓસીરીસ્ એ એક મુખ્ય દેવતા છે. એ દેવને As-ar પણ કહેવાય છે. એ નામ સ-હેલામાં સહેલી રીતે બીજાક્ષરથી લખાતું; અને તે રીતે લખવામાં ગાદી તથા આંખ એવાં બે ચિહ્નો

**ઓસીરીસ્.**

[1] કપાળની વચમાં એક જ આંખવાળા, નેપ્ચ્યુન અને એમ્ફીટ્રાઇટના પુત્રોને સાઇકલોપ્સ કહેવાય છે; એમ મનાય છે કે એ સીસીલીમાં રહેતા તથા વલ્કનની ઉદ્યોગશાળામાં મદદ કરતા.

કરવામાં આવતાં. આ [૧]ગૂઢાક્ષરથી ઓસીરીસ્ અથવા As-ar શબ્દને અર્થ બીલકુલ સ્પષ્ટ થતો નથી. પાછળથી તો એ ઈજીપ્શીઅનોને પણ એ ગૂઢાક્ષરનું અજ્ઞાન હતું એમ સમજાય છે; કારણ કે, એનો અર્થ "ચક્ષુનું બળ" થાય એમ એ લોકો ધારતા; અર્થાત્, એ લોકો સૂર્ય અથવા રાનુ બલ એવો અર્થ કરતા. વંશોના સમયમાં ઓસીરીસ્‌ને પ્રેતદેવતા અથવા અધોભૌમિક દેવતારૂપે સ્વીકારાતા. આ ચેતન સૃષ્ટિમાં રા જે પદ ભોગવતા તે જ પદ અધોભૌમિક સૃષ્ટિમાં ઓસીરીસ્‌ને આપવામાં આવતું.

ઓસીરીસ્‌ના પંથનો ઉદ્ભવ કેવલ અગમ્ય છે. એમની કયા સમયથી અથવા તો કયા દેશમાં પૂજાનો આરંભ થયો તે કોઇ ગ્રંથમાંથી જડતું નથી; પણ એટલું તો નક્કી થાય એમ છે કે એ પૂજા સર્વ પુસ્તકોના અસ્તિત્વપૂર્વેથી જ થતી હતી. વંશોના સમયના એમની પૂજાના મુખ્ય સ્થાન આબાઇડાસ્ તથા મેન્ડે હતા; હાયરેકોમ્પોલીસ્‌માં પ્રાપ્ત થયેલા નાર્મેરના દંડના અગ્રભાગમાં તથા હેસેપ્ટીના સમયના લાકડાના ફલકપર એમનું નિરૂપણ કરવામાં આવતું: એમની આગળ પ્રથમ વંશના હેસેપ્ટી રાજા નૃત્ય કરતા એવું પણ એક ચિત્ર છે આથી સ્પષ્ટ થાય છે કે ઈજીપ્ટમાં પ્રથમ વંશમાં પણ ઓસીરીસ્‌ની પૂજા થતી હતી. વળી, પીરેમીડપરના લેખોથી સ્પષ્ટ થાય છે કે તે પૂર્વે નાઇલ નદીપરના વિવિધ પ્રદેશોમાં ઓસીરીસ્‌ના મંદિરો હતાં. દક્ષિણમાં ઉપયોગમાં આવતો સૂર્યાકાર સફેદ મુકુટ ઓસીરીસ્‌ને માથે પહેરાવવામાં આવતો.[૨] પોતાની આગળ આવતા આત્માનો ઇન્સાફ કરતાં અધોભૂમિમાં[૩]

---

૧ ઈજીપ્ટમાં કયા અક્ષરના શું ગૂઢાક્ષર લખાતા તે વેબ્સ્ટર ડીક્ષનેરીઆદિ ગ્રંથોમાં આપવામાં આવે છે.

૨ ડા. બજનું એમ માનવું છે કે પૂર્વોત્તરના (ઈશાનકોણના) આફ્રીકાના એ સ્થાનિક દેવતા છે તથા એમની પૂજાનું પ્રભવસ્થાન લીબીઆ છે.

૩ માસ્પેરો જણાવે છે કે ઓસીરીસ્ જલ દેવતા છે; તથા, નાઇલ નદીની સર્જક તથા પોષક સત્તાના આદર્શરૂપ છે. તો પછી, નાઇલના દેવતાંનુ કેવલ નદીરહિત લીબીઆના રણમાં પ્રભવસ્થાન કલ્પવું શા માટે?

ઓસીરીસ્ રહે છે એવું પ્રેત પુસ્તકમાં કહ્યું છે. આ સ્વર્ગને આરૂ નામ અપાતું; પણ અત્ર જણાવવું જોઇએ કે જે સ્વર્ગને તે સમયે અધોભૂમિમાં કલ્પાતું તેની જ પૂર્વે આકાશમાં કલ્પના થતી.

ઓસીરીસ્‌ની કથાસંબંધમાં આપણું પ્રધાન પ્રમાણ પ્લુટાર્ક છે. ઉપર કહ્યા પ્રમાણે કોઇ પણ ઇજીપ્ટના ગ્રંથમાં એ કથા સર્વાંશે મળી આવતી નથી; જો કે ઇજીપ્ટના ગ્રંથોમાં વર્ણવેલી વિગતો ગ્રીક લોકોએ આપેલા વર્ણન સાથે મળે છે. એ કથા સ્વલ્પમાં નીચે પ્રમાણે છેઃ—

**ઓસીરીસ્‌ની કથા.**

અંતરિક્ષ દેવતા ઇજીપ્શીઅન નુટ્ (ગ્રીક રીઆ) રાના (હેલીઓસ્) ના પત્ની હતા. છતાં જેબ્ (ક્રોનોસ્) તથા નુટ્ પણ પરસ્પર પ્રેમ રાખતા. જ્યારે રાને પોતાની સ્ત્રીનું અપાતિવ્રત્ય જાણવામાં આવ્યું ત્યારે રાએ શાપ દીધો કે તને કોઈ પણ માસ વા કોઇ પણ વર્ષમાં પ્રજા થશે નહિ. સર્વ દેવોમાં રા મુખ્ય હોવાથી તેમનો શાપ કોઇથી પણ અન્યથા થાય એમ નહતું. આ સંકટનું નિવારણ કરવા નુટ્‌ને થોથ્‌ની સાહાય્ય માગવી યોગ્ય લાગી; કારણ કે તેનો પ્રેમ પણ પોતાના પર હતો. થોથ્‌ને સુજ્ઞાત હતું કે રાના શાપની અસર અક્ષરશઃ તો થવી જ જોઇએ; તેથી એ વિપત્તિમાંથી નુટ્‌ને મુકત કરવા એક નવી જ અદ્દ્ભુત બુદ્ધિવાળી યુકિત શોધી કાઢી. ચંદ્રદેવતા ( Silence ) નું તેજ તે સમયે સૂર્ય જેટલું જ હતું; તેમની પાસે થોથ્ ગયા તથા દ્યૂત રમવાનો આરંભ કર્યો. બન્ને પક્ષે મોટી મોટી સરતો મારી હતી· તેમાં એક વાર એવું બન્યું કે ચંદ્રમાએ પોતાનો થોડો પ્રકાશ—રોજના પ્રકાશનો ૭૦ મો ભાગ—પરિપણન કર્યો; તે સમયે ચંદ્રમાનો પરાજય થયો તેથી ચંદ્રમાના પ્રકાશમાં વૃદ્ધિક્ષીણતા થાય છે, તથા ચંદ્રમાનો પ્રકાશ સૂર્યકરતાં ઓછો છે. તે સમયે જે પ્રકાશની પ્રાપ્તિ થોથ્‌ને થઇ તે પ્રકાશવડે પાંચ નવા દિવસ તેમણે રચ્યા તથા વર્ષમાં તે વધાર્યા ( આથીજ પૂર્વે વર્ષ ૩૬૦ દિવસનું હતું તે હવે ૩૬૫ નું થાય છે ). પણ એ દિવસો એવા રીતે વધાર્યા કે જેથી અમુક જ વર્ષના કે અમુક જ માસના એ દિવસો છે એમ કોઇથી કહી શકાય નહિ. આ પાંચ દિવસોમાં નુટ્‌ના પાંચ પુત્રોનો જન્મ થયો. ઓસીરીસ્‌નો પ્રથમ દિવસે, હોરસ્‌નો દ્વિતીય દિવસે, સેટ્‌નો

તૃતીય દિવસે, આઇસીસ્‌નો ચતુર્થ દિવસે, તથા નેફ્‌થીસ્‌નો પંચમ દિવસે. આમ થવાથી રાનો શાપ અસત્ય ન ઠર્યો તથા હુદ્‌ તેની વિપત્તિમાંથી મુક્ત રહ્યા. ઓસીરીસ્‌ના જન્મ સમયે જગત્‌માં મોટી આકાશવાણી થઇ હતી કે સમસ્ત જગતના ઇશનો જન્મ થયો છે.[1]

સમય જતાં ઓસીરીસ્‌ સંબંધની ભવિષ્યવાણી ખરી પડી અને તે ઈજીપ્ટમાં મોટો તથા શાણો રાજા થયો. પૂર્વે કદાપિ પણ વૃદ્ધિ નહોતી થઇ તેવી વૃદ્ધિ એના સમયમાં થઈ. જ્યારે ઓસીરીસે રાજ્ય શરૂ કર્યું ત્યારે ઈજીપ્ટના લોકો મનુષ્યભક્ષણઆદિ અયોગ્ય રીવાજો પાળતા હતા; તે સર્વે સુધારવાનું કામ ઓસીરીસે માથે લીધું. તેણે ધારાશાસ્ત્ર રચ્યું, કૃષીવિદ્યાનું જ્ઞાન સર્વને આપ્યું, તથા દેવતાની પૂજા કયા વિધિથી કરવી તેનો યથાર્થ માર્ગ દર્શાવ્યો. જ્યારે ઈજીપ્ટમાં નીતિનિયમની સ્થાપના પૂરી થઇ ત્યારે ઓસીરીસ્‌નું લક્ષ અન્ય સ્થળપ્રતિ ગયું. તે એટલા તો ભલા હતા તથા અન્યના મનઉપર અસર કરવાની તેમની શિક્ષણપદ્ધતિ એટલી તો સારી હતી કે જે જમીનપર તેના ચરણકમળ સ્થપાતા તે જમીનની પણ તે લોકો પૂજા કરતા.

(અપૂર્ણ.)

ईश्वरलाल जे कणीया.

---

[1] બીજી એક કથામાં એમ કહ્યું છે કે જ્યારે થેબ્ઝમાં પામીલસ નામનો મનુષ્ય રાના મંદિરમાંથી પાણી લઇને જતો હતો ત્યારે સારા અને મોટા ઈશને ઓસીરીસ્‌નો જન્મ થયો છે એમ સર્વને જણાવવાની આજ્ઞા કરતી આકાશવાણી પામીલસના સાંભળવામાં આવી. આ કારણથી ઓસીરીસ્‌ને ભણાવવાનું કામ પામાલસને સોંપવામાં આવ્યું હતું; તથા આજ કારણથી પામીલીઆનો ઉત્સવ પણ ઉજવવામાં આવતો.

# कीर्तनभक्ति.

## कलौ केवल कीर्तनम्.



આરોગ્યને ઇચ્છનારે જેમ આહાર, વિહાર, વ્યાયામ, મનની નિશ્ચિંત અવસ્થા, તથા પ્રસન્ન સ્થિતિ વગેરેનો વિચાર કરવાની જરૂર છે, તથા જે પ્રકારે આરોગ્યમાં વૃદ્ધિ થાય તે પ્રકારે આહારવિહારાદિ સેવ્ય છે, તે પ્રમાણે પારમાર્થિક અભ્યુદયને ઇચ્છનારે અનેક દિશાએથી પોતાનો અભ્યુદય કરવા વિચારવાનું છે. તેણે ઇતર મનુષ્ય, કે જેનું ખાવાપીવા અને મૃત્યુ આવે ત્યારે મરણશરણ થવા ઉપરાંત અધિક લક્ષ્ય હોતું નથી તેની પેઠે વિવિધ પ્રવૃત્તિ કરવાની નથી, પરંતુ જૂદી રીતે પ્રવૃત્તિ કરવાની છે. તેણે એવી રીતે ખાવાનું છે, તેણે એવી રીતે ગાવાનું છે, તેણે એવી રીતે ચાલવાનું છે, અને તે જ પ્રમાણે તેણે એવી રીતે વિવિધ પ્રવૃત્તિ કરવાની છે, કે તેની પ્રવૃત્તિમાત્ર તેના પારમાર્થિક અભ્યુદયમાં તેને ઉપકારક થાય. આ પ્રમાણે સાવધાન રહીને જે ચારે દિશાએથી પોતાનો અભ્યુદય સાધતા નથી, તે વિલંબે અભ્યુદયને પ્રત્યક્ષ થએલો જુએ છે; અને જે સાવધાન રહીને ચારે દિશાએથી પોતાના અભ્યુદયને સાધે છે, તે સત્વર ઇહજન્મનિજ અર્થાત્ વર્તમાન જન્મમાં જ પોતાના અભ્યુદયને સિદ્ધ થએલો જુએ છે.

પારમાર્થિક અભ્યુદયને ઇચ્છનાર જો જપાદિક ક્રિયા કરે છે, અને તે ફાવે તે પુસ્તક વાંચે છે, અથવા તો તે સચ્છાસ્ત્રનું અધ્યયન કરે છે, પણ બીજી પ્રવૃત્તિ વળી ઉંધી જ કરે છે તો તેનો તે અભ્યુદય સત્વર સિદ્ધ થતો નથી, પણ તેની આ પ્રકારની દ્વિધા પ્રવૃત્તિથી એક તરફથી તે અભ્યુદયને સાધે છે અને બીજી તરફથી તે અભ્યુદયંમાં વિઘ્ન થાય તેવી પ્રવૃત્તિ કરે છે, જેથી જે પ્રકારના ઉત્તમ ફળનું તેને દર્શન થવું જોઇએ તે થતું નથી, અને તેનો કાલ વીતે છે. જેથી પારમાર્થિક કે વ્યાવહારિક અભ્યુદયને ઇચ્છનાર બુદ્ધિમાને સર્વતઃ તે અભ્યુદય સધાય એ પ્રકારની પ્રવૃત્તિ કરવી હિતકર છે. તેણે ખાવાની, પીવાની, બોલવાની ચાલવાની, હરવાની ફરવાની, ઉઠવાની બેસવાની વગેરે પ્રત્યેક પ્રવૃત્તિપ્રતિ

દૃષ્ટિ રાખીને તે પ્રત્યેક પ્રવૃત્તિ પોતાના ઈપ્સિત અભ્યુદયમાં ઉપકારક થાય તે પ્રમાણે વર્તન કર્તવ્ય છે. અને આ પ્રમાણે જે કરે છે તે ઈપ્સિતાર્થને સત્વર સિદ્ધ કરે છે જ.

પારમાર્થિક અભ્યુદયને ઇચ્છનારે ઉપર જણાવ્યા પ્રમાણે અનેક પ્રકારની પોતાની પ્રવૃત્તિને પોતાના તે અભ્યુદયમાં ઉપકારક તથા સાહાય્યક થાય તે પ્રમાણે વર્તન કરવાનું છે; તે અનેક પ્રકારની ઉપકારક તથા સાહાય્યક પ્રવૃત્તિમાંની એક પ્રવૃત્તિનો જ આપણે આજે સ્વલ્પમાં વિચાર કરીએ છીએ, અથવા તે પ્રતિ દૃષ્ટિ કરીએ છીએ. બુદ્ધિમાન્ વાચક આ જ ઉપરથી બીજી બાબતોપ્રતિ પણ દૃષ્ટિ કરશે, અને તે પોતાના અભ્યુદયમાં ઉપકારક કેવી રીતે થાય તેનો વિચાર કરી લેશે, તો તે સત્વર ફળનું દર્શન કરશે.

આ એક, પારમાર્થિક અભ્યુદયમાં અગત્યની વસ્તુ તે કીર્તનભક્તિ છે. કીર્તનભક્તિવડે પણ અધિકારિ મનુષ્યો પારમાર્થિક અભ્યુદયને સિદ્ધ કરી શકે છે. પરંતુ કીર્તનભક્તિ કેવી રીતે કરવી, તે જાણવાની જરૂર છે. યોગ્ય પ્રકારે જો તેને કરવામાં આવે છે તો જ તે વાસ્તવ લાભને પ્રકટાવે છે.

વર્તમાન સમયમાં કીર્તનભક્તિ મનુષ્યોને અધિક અનુકૂલ થાય તેમ છે. કારણકે વર્તમાન સમયમાં મનુષ્યોની પરિસ્થિતિ, તથા તેમના અંતઃકરણની સ્થિતિ એવી છે, કે જેથી તેમને કીર્તન અધિક સરળ તથા અધિક લાભ કરનાર થઇ શકે તેમ છે. અને તેટલા માટે જ શાસ્ત્રકારે **कलौ केवल कीर्तनम्** એ વચન કહેલું છે.

જો કે આજે અનેક મનુષ્યો કીર્તનભકિતને કરે છે, પરંતુ તેનાથી તેમને જેવો લાભ થવો જોઇએ તથા તેમની પ્રગતિ પારમાર્થિક માર્ગમાં થવી જોઇએ તેટલી થતી નથી. તેનું કારણ એ છે કે જે પ્રકારે તેને કરવી જોઇએ તે પ્રકારે તે કરવામાં આવતી નથી. અને તેથી જ તેના ઉપર યથામતિ પ્રકાશ પાડવાનું આજે આપણે યોગ્ય ગણ્યું છે.

પારમાર્થિક પથમાં અર્થાત્ માર્ગમાં મનુષ્યોની પ્રગતિ થતી નથી, તેનું કારણ એ છે કે તેમના અંતઃકરણમાં અમુક સંસ્કારો એવા રહેલા છે કે જે તેમને જે કર્તવ્ય છે તે કરવા દેતા નથી, પણ અન્ય કર્તવ્ય કરાવે છે. જો કોઈ રીતે આ સંસ્કારો ફરી જાય, અર્થાત્ તે બદલાઇને બીજા અનુકૂલ સંસ્કારો હૃદયમાં પડે તો અનુકૂલ દિશામાં ગતિ થઇ શકે. આ સંસ્કારોને બદલવાનો

કીર્તનભક્તિનો માર્ગ અત્યંત હિતકર છે. અનેક મનુષ્યો, કે જે સાચા ભકત થવાને ઇચ્છે છે, અથવા તો ઈશ્વર કે પોતાના ઇષ્ટની નિકટ જવાને ઇચ્છે છે, તેવા મનુષ્યો પ્રતિકૂલ સંસ્કારને લીધે તે પ્રમાણે કરી શકતા નથી; આવા મનુષ્યો જો કીર્તનભક્તિનો આશ્રય લે છે તો તેમના અંતઃકરણમાં અનુકૂલ સંસ્કારો પડે છે, અને તે પારમાર્થિક માર્ગમાં ઇચ્છાનુકૂલ વધી શકે છે.

વૃત્તિઓને એકાગ્ર કરવામાં કીર્તનભક્તિ એક અમોઘ અને અનુપમ સાધન છે. કીર્તનભક્તિવડે મનુષ્ય પોતાની વૃત્તિઓને સહજ જ સ્થિર કરી શકે છે.

કીર્તન કરતી વખતે સંગીતના સાહિત્યનો પણ તેની સાથે ઉપયોગ કરવાની અધિક જરૂર છે. તે પ્રમાણે ન જ બની શકે તેમ હોય તો પછી માત્ર એક એકતારાથી, કે એકલા મંજીરાથી પણ બની શકે છે. મૃગ તથા સર્પ જેમ સંગીત સાંભળીને સ્થિર થઇ જાય છે, તે પ્રમાણે મનુષ્યનું મન પણ સંગીતયુક્ત કીર્તનવડે સ્થિર થાય છે.

પરંતુ લક્ષમાં એટલું રાખવાનું છે કે કીર્તન એ સંગીત નથી કે ખ્યાલ ટપ્પા જેમ ગાવામાં આવે છે તેમ કીર્તન કરવાનું નથી. કીર્તનની મહત્તા સઉથી પ્રથમ તો આપણા લક્ષમાં હોવી જોઇએ. જેમ આપણે સ્નાનાદિક કરીને જપ કે યોગ ધ્યાનાદિકની ક્રિયાઓ ભક્તિભાવપૂર્વક કરીએ છીએ, તે પ્રમાણે જ્યારે જ્યારે કીર્તન કરવાનાં હોય ત્યારે તે ક્રિયાને એક અગત્યની પારમાર્થિક ક્રિયા ગણીને તેને કરવાની છે. ક્ષણિક આનંદને માટે તે કરવાની નથી પણ ચિરસ્થાયી અથવા તો નિત્યાનંદને માટે તે ક્રિયા કરવાની છે, એ ધ્યાનમાં રાખવાનું છે. જપાદિક પારમાર્થિક ક્રિયાથી આ ક્રિયા કોઇ પણ રીતે ઉતરે છે, એમ સમજવાનું નથી, પણ તે તેટલી જ હિતકર છે, એમ જાણીને તેને સાધવાની છે. જેમ જપાદિક ક્રિયા કરવાથી આપણે પારમાર્થિક માર્ગમાં આગળ વધીએ છીએ તે પ્રમાણે કીર્તનવડે પણ આપણે તે માર્ગમાં પ્રગતિ કરી શકીએ છીએ. બીજી પારમાર્થિક ક્રિયામાં જેમ વિધિ છે, તેમ કીર્તનભક્તિમાં પણ વિધિ છે. અનેક મનુષ્યો જીવનપર્યંત કીર્તન કર્યા કરે છે છતાં તેમને કોઇ અધિક લાભ થએલો જોવામાં આવતો નથી, તેનું કારણ એ છે કે તે મનુષ્યો જે વિધિથી કીર્તન કરવાં જોઇએ તે વિધિથી

કરતા નથી. પ્રથમ તો કીર્તનથી કેવા લાભ થાય છે, તેનું જ તેમને જ્ઞાન હોતું નથી. આપણા દેશમાં દેવમંદિરોમાં અનેક મનુષ્યો કીર્તન કરતા જોવામાં આવે છે છતાં તેનો કોઈ અધિક લાભ તેમને થતો હોય તેમ જણાતું નથી. આનું કારણ એ છે કે તેમને આ ક્રિયાનું યથાર્થ સ્વરૂપ જ્ઞાત નથી. જો યોગ્ય પ્રકારે કીર્તન કરવામાં આવે છે તો તે મનુષ્યને ક્રમે ક્રમે બદલી નાંખે છે, અને તેને અત્યંત ઉચ્ચ સ્થિતિઉપર મૂકી દે છે.

કીર્તન એ ખ્યાલટપ્પાની પેઠે કરવાનું નથી, પણ પોતાના ઇષ્ટને પ્રસન્ન કરવામાટે કરવાનું છે, એ કીર્તન કરનારે સઉથી પ્રથમ લક્ષમાં રાખવાનું છે. અનેક મનુષ્યો આજે કીર્તન નથી કરતા એમ નહિ, પણ તે જેમ ખ્યાલ ટપ્પા ગાય તેમ કીર્તનો ગાઈ જાય છે, અને તેથી જે ઉચ્ચ લાભ તેમને થવો જોઇએ તે થતો નથી. જો કે બીજાં ગમે તેવાં માલવિનાનાં ગાયનો ગાવાં અને અંતઃકરણમાં ક્ષુદ્ર સંસ્કારોને ભરવા તેના કરતાં સમજીને કે વગરસમજીને પણ કીર્તનો ગાવાં, એ અવશ્ય એક ઉંચી જ ક્રિયા છે, તથા દીર્ઘ સમયે પણ લાભને જ કરનાર છે. પરંતુ જ્યારે તેનું અનુષ્ઠાન યોગ્ય પ્રકારે કરવામાં આવે છે ત્યારે તે ઉત્તમ પ્રકારના ફળને પ્રકટાવે છે. અનેક મનુષ્યોને મન કીર્તન એ ખ્યાલ ટપ્પાથી કંઇ જ અધિક હોતાં નથી, અને તેથી જેમ ખ્યાલ ટપ્પા ગાઇ જાય તેમ તેને પણ ગાઇ જાય છે. તેમની વૃત્તિ માત્ર એક રાગમાં જ રમતી હોય છે, અને તેથી વિશેષ તેમાં તે કંઇ જ જોતા નથી. પ્રસંગે તે તેનો અર્થ પણ સામાન્ય જ કરે છે, અને સામાન્ય વિષયપ્રદેશમાં જ તે સમયે તેમની વૃત્તિને રમાડે છે. પરંતુ તે એમ નથી જાણતા કે પરમાત્માને કે ઈશ્વરને પ્રસન્ન કરવા અર્થે આપણે એક પુણ્ય ક્રિયા કરીએ છીએ. કીર્તન કરતી વખતે નથી તો તેમના અંતઃકરણમાં શાંતિ પ્રવર્તતી, કે નથી તો કોઇ ઉચ્ચ ભાવ જોવામાં આવતો. કીર્તન કરનારને જોઇને જ બીજા મનુષ્યને એમ થવું જોઇએ કે આ કોઇ પારમાર્થિક પુણ્ય ક્રિયા જ કરે છે તથા તેને જોઇને તેના હૃદયમાં ભક્તિભાવ જ જાગ્રત્ થવો જોઇએ, તથા તેના અંતઃકરણમાં જૂદી જ છાપ પડવી જોઇએ. પરંતુ આજના કીર્તન કરનારપ્રતિ આપણે જોઇશું તો તેવો ભાવ આપણા અંતઃકરણમાં નહિ જ પ્રકટે.

અનેક મનુષ્યો કીર્તન કરતી વખતે માત્ર રાગ અને તાલ-પ્રતિ કે સ્વરપ્રતિ જ દષ્ટિ રાખે છે. આ પ્રમાણે કરનાર કીર્તનના લાભને અનુભવી શકતા નથી. જો જરા તેમાં ભૂલ થઇ જાય છે તો તેમની બાજી બગડી જાય છે, જેથી તે માત્ર આ વસ્તુપ્રતિ ધ્યાન આપતા રહે છે. વચમાં વચમાં પણ તે રાગ અને તાલને જ જુએ છે, અને જરા કંઇ ખામી આવે તો તેજ વખતે તે સૂચના કરે છે. પ્રધાનપણે આવા મનુષ્યોને રાગ અને તાલવડે સંગીતજન્ય જે લાભ થવો જોઈએ તે થાય છે, અને કીર્તનનું જે મહાન્ ફળ છે તે બાજુએ જ રહી જાય છે.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે કીર્તનમાં તાલ કે રાગની જરૂર નથી. છે જ. પરંતુ પ્રધાનપણે નહિ પણ ગૌણપણે તેની અગત્ય છે. પ્રધાનપણે વૃત્તિ ઇષ્ટાભિમુખ રાખવાની છે તથા અર્થમાં વૃત્તિ રાખવાની છે.

કીર્તન કરનારની વૃત્તિ એકાગ્ર થવાની પણ તેટલી જ જરૂર છે. તે ગમે ત્યાં ભટકે અને કીર્તન કરવામાં આવે તો અધિક લાભ નથી જ થતો. ધારણાધ્યાનાદિ કરનારે જેમ પોતાની વૃત્તિને એકાગ્ર કરવાની છે, તેમ કીર્તન કરનારે પણ પોતાની વૃત્તિને એકાગ્ર કરવાની છે. ધ્યાનધારણાદિમાં એકાગ્ર વૃત્તિથી જોડાનારને જેમ જગત્નું અભાન થાય છે, તેમ કીર્તન કરનારને પણ જગત્નું અભાન થવું જોઇએ. તેની વૃત્તિ કીર્તનમાં એટલી તો લીન થવી જોઇએ કે તે સહજ સ્વભાવે જ જગત્ના અભાનને અનુભવે. અને આ પ્રમાણે જેની સ્થિતિ થાય છે તે સહજ સ્વભાવે જ રાગ તથા તાલની બહાર જતો નથી.

અનેક મનુષ્યો આજે કીર્તન કરે છે, પણ તેમની વૃત્તિ બીજે જ ભટકતી હોય છે. ગાતાં ગાતાં કોઇ આવ્યું તો તેના પ્રતિ તે સહજ જુએ છે; કોઇ કંઈ બોલ્યું તો તે સહજ સાંભળે છે અને કંઇ નજીવો પ્રસંગ બને તો તેપ્રતિ તે સહજ લક્ષ કરે છે; અથવા તો વચમાં કંઇ વાર્તા કરવાનું મન થાય તો તે પણ કરે છે. જપ અથવા ધારણાધ્યાનાદિ કરનાર આ પ્રમાણે કરે તો આપણને લાગે છે કે તે અર્થસિદ્ધિને કરી શકે ? નહિ જ. તો તે પ્રમાણે કીર્તન કરનાર પણ જો આ પ્રમાણે ભટકતા ચિત્તે કીર્તન કરે છે તો તેને પણ તેનાથી જે લાભ થવો જોઇએ તે થતો નથી.

જપ કે ધારણા ધ્યાનાદિમાં જેની વૃત્તિ એકાગ્ર થાય છે,. તેને આ બાહ્ય જગત્નું સહજ અભાન થાય છે, તે પ્રમાણે કીર્તન કરનારના સંબંધમાં પણ બનવું જોઇએ. કીર્તન કરી રહ્યા પછી તેની વૃત્તિ અત્યંત શાંત અને સ્થિર થએલી હોવી જોઇએ. તેને ઠેકાણે કીર્તન કરી રહ્યા કે તરત અનેક મનુષ્યો હા હા હી હી, કે એવી જ બીજી ક્રિયાઓ કરવા માંડે છે, જે દર્શાવે છે કે તેમની વૃત્તિને કીર્તનનો રંગ લાગ્યો નથી. યથાર્થ ભાવે કીર્તન કરનારની વૃત્તિ કી- ર્તનભક્તિથી રંગાય છે, અને તેની સ્થિતિ કોઇ ન્યારી જ થઇ રહે છે. ધ્યાનઆદિમાં જયારે ધ્યાતાની વૃત્તિ પ્રસંગે અધિક એકાગ્ર થઇ જાય છે, તથા અભ્યંતર ઉંડી ઉતરી પડે છે, ત્યારે તેની ખુ- મારી અને તેનો આનંદ પછીથી કેટલોક સમય બન્યાં રહે છે. તે પ્રમાણે કીર્તનમાં જેની વૃત્તિ યથાર્થ લીન થાય છે, તેને ત્યાર પછીથી કેટલોક સમય સુધી કે કેટલાક દિવસસુધી તેની ખુમારી અને તેનો આનંદ બન્યાં રહે છે.

કીર્તનભક્તિનો રંગ કોઈ ન્યારો જ છે અથવા વિલક્ષણ જ છે. નાચનારીના પગ જેમ પ્રસંગે ઝાલ્યા રહેતા નથી તેમ કીર્તનભક્તિનો જેને રંગ લાગ્યો છે તેની સ્થિતિ પણ તેવી જ થાય છે. જયાં મં- જીરા વગેરે તાલવાદ્ય તે સાંભળે છે કે તેની વૃત્તિ ઝાલી રહેતી નથી, અને તે કીર્તનભક્તિમાં જ લીન થઇ જાય છે. નરસિંહમહેતા તથા એવા જ બીજા યથાર્થ ભકતોના સંબંધમાં આપણે સારી રીતે જાણીએ છીએ કે જયાં કીર્તન ચાલ્યું કે તે બન્યા ગાંડા. તે પ્રમાણે કીર્તન કરનારની વૃત્તિને કીર્તનભક્તિનો રંગ લાગવાની જરૂર છે. પરંતુ હાલના કીર્તન કરનારનાં જીવનપ્રતિ દૃષ્ટિ કરીશું તો જણાશે કે તેમના જીવનને અને કીર્તનભક્તિને જાણે કશો જ સંબંધ ન હોય એમ જણાય છે. કીર્તન કરનારના જીવનમાં ક્રમે ક્રમે ફેરફાર થવો જોઇએ અને તેનું જીવન જોતાં જ સામા મનુષ્યને તેની કંઇ પણ અસર થવી જોઇએ. પરંતુ આ પ્રમાણે નથી થતું તેનું કારણ એ છે કે તે જે ક્રિયા કરે છે તેને વગરસમજે જ કરે છે.

કીર્તન કરનારે અર્થમાં વૃત્તિ રાખવાની અત્યંત અગત્ય છે. પ્રથમ જે કીર્તન કરવાનું હોય તેને બરાબર સમજી લેવું જોઇએ. આજે અનેક મનુષ્યો કીર્તન કરે છે, પણ પોતે શું ગાય છે કે શું બોલે છે તેના અર્થનું ભાન જ હોતું નથી. આવા મનુષ્યો કેવી રીતે

આ માર્ગમાં આગળ વધો શકે ? જેથી પ્રથમ કીર્તનનો અર્થ સમજીને પછી કીર્તન કરતી વખતે તેમાં વૃત્તિને પરોવવી જોઇએ. અને આ પ્રમાણે કરવામાં આવે છે ત્યારે જ વાસ્તવ લાભ થાય છે. અર્થમાં વૃત્તિ રાખ્યાવિના જે કીર્તન કરે છે તેમને બહુ જ સામાન્ય લાભ થાય છે. પરંતુ જે અર્થમાં વૃત્તિ રાખીને કીર્તન કરે છે તેમના અંતઃકરણમાં તે પ્રકારનો ભાવ તદ્દનુકૂલ ફેરફાર કરે છે, અને તેને ઉજ્જવલ કરે છે. અર્થમાં ભાવસહિત અને એકાગ્રતાસહિત કીર્તન કરવામાં આવે છે ત્યારે તેની ઉંડી છાપ અથવા ઉંડો સંસ્કાર અંતઃકરણમાં પડે છે, અને તે કીર્તન કરનારના જીવનને અદ્ભૂત રીતે ઉન્નત કરે છે.

જપ કરનારને જ્યારે જપવિના બીજું કંઈ જ સાંભળવામાં આવતું નથી ત્યારે તેની જપમાર્ગમાં કંઇક સ્થિતિ થઈ ગણાય છે; તે પ્રમાણે કીર્તન કરનારની વૃત્તિ જ્યારે કીર્તન કરતી વખતે તેમાં લીન થાય છે અને બીજા ચિંતનને પરિત્યજે છે ત્યારે જ તેની તે માર્ગમાં કંઇપણ પ્રગતિ થઇ છે, એમ સમજવું.

પોતના ઇષ્ટદેવની મૂર્તિની સંમુખ બેસીને જ કીર્તન કરવાનાં છે. જયાં આપણે પૂજા રાખતા હોઇએ તે સ્થાનમાં જ અર્થાત્ જયાં આપણે જપ, ધારણા, ધ્યાનઆદિ પુણ્ય ક્રિયાઓ કરતા હોઇએ તે સ્થાનમાં બેસીને જ કીર્તન કરવાં ઘટે છે. ધૂપ તથા દીપ પણ તે સમયે પ્રકટાવવા ઘટે છે, અને શાંતિથી ઇષ્ટસ્મરણ કરતા હોઇએ તેમ કીર્તન કરવાનાં છે. આ ક્રિયાના અનુપમ લાભને આપણે જાણતા નથી, તેથી જ તેની મહત્તાને આપણે સમજી શકતા નથી. પણ જો વિધિપૂર્વક તે કરવામાં આવે છે તો તેના લાભ તથા તેની મહત્તા આપણને સ્પષ્ટ થાય છે જ.

કીર્તન અને ગાયનમાં ભેદ નહિ સમજનાર જ્યારે કીર્તન કરે છે ત્યારે તે ગાય છે, પણ એવી રીતે કે જાણે કે કોઈ ખ્યાલ ટપ્પો જ કેમ ગાતા ન હોય. કીર્તનના શબ્દોને તે શુદ્ધ ભાષામાં બોલતા નથી, પણ તેને મારી મચડીને બોલે છે, અને તેમાં જ જાણે મહત્તા સમજે છે. કીર્તન કરતી વખતે શુદ્ધ ભાષામાં જ શબ્દોચ્ચાર થવો જોઇએ, તથા શબ્દોને મારી મચડીને બોલવા ન જોઇએ.

કોઇ તો કીર્તન કરતી વખતે તાન અને આલાપમાં જ લીન

થઇ જાય છે, અને કીર્તન અને કીર્તનનો ભાવ કયાંએ ઉડી જાય છે. આવા મનુષ્યો પણ કીર્તનના લાભને લણી શકયા નથી. તાલવાદ્યનો કીર્તનની સાથે સંયોગ કરવાનો છે પણ તેને પ્રધાનતા આપવાની નથી, એ કીર્તન કરનારે લક્ષમાં રાખવાનું છે. અનેક મનુષ્યો તબલાં, સારંગી, હાર્મોનીયમ કે એને જ કીર્તન કરતી વખતે પ્રધાનતા આપે છે, અને તેની મજામાં જ ગળી જાય છે. આવા મનુષ્યો પણ કીર્તનના દૈવી લાભને કેવી રીતે લણી શકશે? આ સર્વ સાધનોની જો કે કીર્તનમાં જરૂર છે, પણ તેને પ્રધાનતા આપવાની નથી પણ ગૌણતા આપવાની છે. પ્રથમ કીર્તન છે, અને પછીથી તે છે. તેને ઠેકાણે તેને જ આગળ કરવામાં આવે છે તો તે એક સામાન્ય ક્રિયા થઇ જાય છે, અને તેનો લાભ પણ સામાન્ય જ થાય છે.

જે ઘરમાં પતિપત્ની તથા બાળકો સાથે બેસીને ગાય છે તે ઘર આ મૃત્યુલોકમાં સ્વર્ગ સમાન જ છે, અને ન હોય તો અલ્પ સમયમાં તેવું થઇ રહે છે. જપ, ધારણા, ધ્યાનમાં બૈરાં છોકરાંને સાથે રાખી શકાતાં નથી પણ કીર્તનમાં તો તેમને સાથે રાખી શકાય છે, અને કીર્તનજન્ય અપૂર્વ આનંદનો લાભ લેઇ શકાય છે. પરમાર્થને સિદ્ધ કરવા ઇચ્છનારે રોજ સાંજે પોતાના ઘરનાં સર્વ મનુષ્યોને સાથે રાખીને આ ક્રિયા અવશ્ય કરવા યોગ્ય છે. બાળકો-ઉપર કીર્તનની અદ્દભુત અસર થાય છે. અને તેમની બાલ્યાવસ્થામાં કીર્તનના જે સંસ્કારો પડે છે તે તેમના જીવનપર્યંત ભુસાતા નથી, અને તેમને અત્યંત લાભ કરે છે. બાળકોની તથા સ્ત્રીઓની કેળ-વણીમાં આજના સમયમાં કદાચ તમારાથી બીજું કંઇ જ ન બને તો એક કાર્ય જો તમે તેમની પાસે કરાવશો તો તેથી તમે તેમનું અત્યંત હિત કરી શકશો.

આરંભમાં પુસ્તકમાં જોઇને કીર્તન ગાવાં એ ઠીક છે, પરંતુ હંમેશાં પુસ્તકમાં જોઇને જો ગાવામાં આવે છે તો તેથી અધિક લાભ થતો નથી. કીર્તન હંમેશાં મુખપાઠે જ હોવાં જોઇએ, તથા તેનો અર્થ સારી રીતે સમજવો જોઇએ. બહુ ઉંચે નહિ અને બહુ નીચે નહિ, એવા સ્વરમાં કીર્તન ગવાવાં જોઇએ. ભક્તિભાવ એ કીર્તનભક્તિનું મુખ્ય અંગ છે, જેથી તે કીર્તન કરનારે પોતાનામાં અવશ્ય પ્રકટાવવું જોઇએ. ભક્તિભાવવિનાનું કીર્તન કોઇ વિશેષ

અર્થને સાધતું નથી. ઈશ્વર કયાં રહે છે તે તમે જાણો છો? જ્યાં કીર્તન થતું હોય ત્યાં તેમનો હંમેશાં નિવાસ રહે છે. ઇશ્વરને કીર્તન અતિપ્રિય હોય છે, અને તેથી જ્યાં કીર્તન થતું હોય છે ત્યાં તેમનો વાસ અથવા સ્થિતિ રહે છે. ઈશ્વરને ઊર્ધ્વ લોકમાંથી આપણા લોકમાં આપણી સમીપ લાવનાર કીર્તન છે. અથવા તો પરમાત્માને નિર્ગુણ અને નિરાકાર સ્વરૂપમાંથી સગુણ અને સાકાર સ્વરૂપમાં પ્રકટ કરનાર કીર્તન છે. જો કીર્તન કરનારનો સાચો ભાવ હોય છે તો પરમાત્મા તેની ઇચ્છાપ્રમાણે તેના આગળ પ્રકટ થાય છે. કીર્તનનો મહિમા અથવા પ્રભાવ અનુપમ અને અતુલ છે. અને તે છતાં કીર્તન એ એક એવી વસ્તુ છે કે જેમાં તે ક્રિયા કરનારને બહુ જ ઓછો શ્રમ પડે છે, એટલું જ નહિ પણ તેને આનંદ જ થાય છે.

"મર્દનમ્ ગુણવર્ધનમ્" એ વૈદકશાસ્ત્રનો નિયમ કીર્તનમાં પણ તે જ પ્રમાણે કાર્યસાધક થાય છે. ને એકનું એક પદ વારંવાર અર્થમાં વૃત્તિ રાખીને ભક્તિભાવપૂર્વક ગાવામાં આવે છે તો તેનું અદ્‌ભુત બળ જામે છે, અને તે પ્રકૃતિમાં વિલક્ષણ આંદોલન પ્રકટ કરે છે અને લૌકિક તથા અલૌકિક અર્થને સાધે છે. ઉત્તમ પ્રકારે તૈયાર કરેલી વૈદની માત્રા પ્રસંગે જેમ અર્થસાધક થાય છે તેમ વારંવાર ભક્તિભાવપૂર્વક ગાએલું પદ પણ અર્થસાધક થાય છે. આ પ્રમાણે વારંવાર ગાઈ રાખેલું કોઇ પદ કોઇ કાર્યની સિદ્ધિને માટે ગાવામાં આવે છે તો તે ગાતાંની સાથે જ પ્રકૃતિમાં વિલક્ષણ આંદોલનને ઉત્પન્ન કરે છે કે ઇષ્ટદેવતા જ્યાં હોય છે ત્યાંથી તેમને પોતાનું કાર્ય સાધવામાં પ્રેરે છે. જો ધન્વંતરીની કોઇ માત્રા નિષ્ફળ જાય તો આવું વારંવાર ભક્તિભાવપૂર્વક ગાઇ રાખેલું પદ નિષ્ફળ જાય. ઇષ્ટમંત્રનો જપ સિદ્ધ કરનાર જ્યારે તે જપનો ઉચ્ચાર કરે છે ત્યારે તેના ઈપ્સિત અર્થને તે સહજ સારે છે, તે પ્રમાણે વારંવાર ભક્તિભાવપૂર્વક અર્થમાં વૃત્તિ રાખીને તથા ઇષ્ટપ્રતિ અભિમુખતા રાખીને ગાએલું પદ પણ ઈપ્સિત અર્થને સાધનાર થઇ રહે છે. આ પ્રમાણે સિદ્ધ કરેલું કોઇ પદ જ્યાં ભક્ત ગાવાનું શરૂ કરે છે ત્યાં જ ઇષ્ટદેવતાને ઉભા થવું પડે છે, અને તેના મનોરથ પૂરવા પડે છે. જ્યાં ભક્ત તે પદની પહેલી લીટી શરૂ કરે છે, ત્યાંથી જ તેના ઇષ્ટદેવતા જાણે છે કે હવે આપણે તેના અર્થ સાધવાને તત્પર થવું જ જોઇશે.

એક સાધકને તેના સદ્‌ગુરુએ એક ઉપાસનાનો ક્રમ બતાવ્યો હતો. તે બે ત્રણ વર્ષથી તે ક્રમને સાધતો હતો. પરંતુ ફળનું દર્શન તેને થતું નહતું. તેની શ્રદ્ધા ડગી જવા બેઠી હતી, અને તેને તે સાધન સાધવામાં ઉત્સાહ પ્રકટતો ન હતો. તે સાધનક્રમ પૂરો કર્યા વિના છોડી દેવો, એ તેને યોગ્ય જણાતું ન હતું, પરંતુ ફળનું દર્શન ન થવાથી તેને તેમાં ઉત્સાહ પ્રકટતો ન હતો. તેણે થોડા દિવસ પોતાના ઇષ્ટસંમુખ નીચેની પંક્તિઓ આર્દ્રસ્વરે સાશ્રુનયને ગાઇ હતી;

" ફળનો ભાસ થયા વિના સાધનમાં ઉત્સાહ,
યથાવિધિ નથી પ્રકટતો, પ્રકટે ઉલટો દાહ;
હવે કયાં કહું આ દુઃખકહાણીરે, ખોલું હૃદય સાચા ધણી જાણીરે;"

મહદાશ્ચર્યની સાથે જ તે સાધકને અતિઅલ્પ સમયમાં જ ફળનું દર્શન થવા માંડયું હતું. તેનો ઉત્સાહ તે સમય પછી અનેકગુણ વૃદ્ધિને પામ્યો હતો, અને તે સાધનને પૂર્ણ સાધીને તે ઇપ્સિત પામીને ગુરુકૃપાએ શાંતિને પામ્યો હતો.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી કહે છે તે પ્રમાણે, 'પ્રાર્થનાસમ ફળ દેનારી, ક્રિયા થઇ નથી, કે થનારી" પ્રાર્થના જેવી અદ્‌ભુત ક્રિયા બીજી નથી જ. પરંતુ પ્રાર્થના ભક્તિભાવવડે અને એકચિત્તે શાંતિથી થવી જોઇએ. કોઇ કુશલ સંગીત જાણનારની સારંગીનો કોમલ જણાતો સ્વર મોટા મજબુત કીલ્લાને હચમચાવી નાખે છે, તેમ એક ભક્તની આર્તસ્વરે કરેલી પ્રાર્થના આ આખા બ્રહ્માંડમાં ક્ષોભ કરી મૂકે છે કે અખિલ વિશ્વના પતિ પરમેશ્વરને ડોલાવે છે. કોણ કહી શકે તેમ છે કે પ્રાર્થનામાં કે કીર્તનમાં આટલું જ સામર્થ્ય રહેલું છે ? તે ભક્તને તેની ક્ષુદ્રમાંથી ઇષ્ટદેવતાની સદશ કરી દે છે, અર્થાત્ તેમનાથી તેને અભિન્ન કરીને તેમના સ્વરૂપમાં ભેળવી દે છે. કીર્તનનો આ પ્રભાવ સામાન્ય છે શું ?

કીર્તનના શબ્દમાં અથવા તેની ભીતર તેનો આત્મા રહેલો હોય છે. મૂર્તિની પાછળ જેમ તે મૂર્તિ જેવી હોય છે તે ઇષ્ટદેવતા રહેલા હોય છે, તેમ કીર્તન કે પ્રાર્થનાના શબ્દમાં પણ તેનો આત્મા ગુપ્તપણે રહેલો હોય છે. આ આત્મા ત્યારે જ પ્રકટ થાય છે કે જ્યારે તે કીર્તનને વારંવાર ભક્તિભાવપૂર્વક ગાવામાં આવે છે. પીપરને જેમ વધારેને વધારે વાટવામાં આવે છે તેમ તેમ તેનામાં

રહેલું સામર્થ્ય પ્રકટ થાય છે, તેમ કીર્તનને પણ વારંવાર ગાવામાં આવે છે જ્યારે તેની અંદર રહેલું સામર્થ્ય પ્રકટે છે. આ વાર્તાનો તમારે અનુભવ કરી જોવો હોય તો તમને રુચે તેવા કોઇ પદને મોઢે કરીને તેને વારંવાર કેટલાક દિવસ ગાયા કરશો. થોડાજ દિવસમાં તમને સમજાશે કે તે પદમાં કોઇ અદ્ભુત સામર્થ્ય રહેલું છે. તમે એક વખત ગાએલું કોઇ પદ બોલો છો તેની અસર તમને અને બીજાને નહિજ જેવી થાય છે, પણ જ્યાં તમે હજાર વખત ગાએલું કોઈ પદ બોલો છો કે તેની અસર તમને અને સાંભળનારને ચમત્કારિક થાય છે. કીર્તન કરનારે આ વાર્તા બહુજ લક્ષમાં રાખવાની છે. જ્યાંસુધી તે આ પ્રમાણે કરતો નથી ત્યાંસુધી તેને કીર્તનનું શું ફળ છે, અર્થાત્ કીર્તનમાં શું મહત્તા છે, તે જાણવામાં નથી જ આવતું.

તમને કોઇ વ્યાધ થયો હોય તો કોઇ પદની બેચાર લીટી મોઢે કરીને તેને રાત્રિ દિવસ ગાયા કરો, અને પછી જુઓ, કે તેનો પરિણામ શું આવે છે? તેનો પરિણામ અલ્પ સમયમાં જ તમારા વ્યાધિની નિવૃત્તિમાંજ આવેલો તમે જોશો.

તમને દ્રવ્યની જરૂર હોય તો તે પ્રકારના ભાવનું કોઇ પદ કે ચાર લીટી મોઢે કરીને તેને વારંવાર ગાયા કરો; બને તો કોઇ સંગીતના સાહિત્યસાથે ગાયા કરો, અને તમને જણાશે કે અલ્પ સમયમાં જ તમને ગમે ત્યાંથી દ્રવ્ય મળે છે.

તમારો બીજો કોઇ અર્થ તમારે સાધવો હોય તો તેજ પ્રમાણે તમે કોઇ અનુકૂલ પદની બે ચાર લીટી મોઢે કરીને તેને વારંવાર બોલ્યા કરો, અને તમને તમારો ઇપ્સિતાર્થ સદ્ય સિદ્ધ થએલો જણાશે જ.

કીર્તનમાં શું મહત્વ રહેલું છે તેનું પ્રજાને જ્ઞાન નહિ હોવાથી જ તે તે ક્રિયાને યોગ્ય રૂપમાં કરતી નથી. કીર્તનના જેવો લૌકિક અલૌકિક અથવા વ્યાવહારિક પારમાર્થિક અર્થને સાધનાર બીજો સરળ માર્ગ નથી. અને તેમાં હાલના સમયમાં આ માર્ગ પ્રજાને વધારે અનુકૂલ થઇ પડે તેમ છે. આજે પ્રજાને ઘણો સમય વ્યવહારનિર્વાહનિમિત્તે કામ કરવું પડે છે, અને તનમનનો ઘણો પરિશ્રમ પહોંચે છે. તેવા સમયમાં યોગઆદિના સાધન સાધવાં કઠિન પડે છે. પરંતુ કીર્તનનો માર્ગ બહુ જ સરળ પડે તેમ છે. શ્રમિત થએલો મનુષ્ય પણ જો કીર્તન કરે છે તો તેનો શ્રમ ઉતરી જાય છે, અને તેને પારમાર્થિક લાભ પણ થાય છે.

કીર્તન સાંભળનારે પણ તે જ પ્રમાણે શાંતિથી અને અર્થમાં વૃત્તિ રાખીને કીર્તન સાંભળવાની જરૂર છે. અનેક મનુષ્યો ભટકતા ચિત્તે કીર્તન સાંભળે છે, અને કીર્તન ચાલતાં હોય છે ત્યારે વાતો કર્યા કરે છે. તેવા મનુષ્યોને 'કથા સાંભળી ફુટયા કાન, તોએ નાવ્યું આત્મજ્ઞાન' એ કહેવત પ્રમાણે કંઇજ લાભ થતો નથી. જેવી શાંતિ અને એકાગ્રતા વગેરે કીર્તન કરનારે સેવવાનાં છે તે જ પ્રમાણે કીર્તન શ્રવણ કરનારે પણ શાંતિ અને એકાગ્રતાને ધારણ કરવાનાં છે.

કીર્તનભક્તિના લાભ આટલા જ છે એમ નહિ, પણ અનેક છે. સ્વલ્પમાં કહીએ તો કીર્તનભક્તિથી મનુષ્ય વ્યવહાર અને પરમાર્થને બહુ જ ઓછા શ્રમે સરળતાથી સાધી શકે છે, અને પ્રાપ્ત કરવાયોગ્ય પરિણામી પદને પ્રાપ્ત કરી શકે છે. જે ઘરમાં ભક્તિભાવથી નિત્ય કીર્તન થાય છે તે ઘર ઈશ્વરનું પરમ પવિત્ર મંદિર છે, અને તે ઘરનાં મનુષ્યો આ જન્મમાં અથવા અન્ય જન્મમાં ઈશ્વરના પરમ ઉત્કૃષ્ટ પદને પ્રાપ્ત થયાવિના રહેતાં નથી.

---

# अभेदज्ञान तथा ब्रह्मज्ञान अने कविओ.



આપણે સર્વત્ર દૃષ્ટિ પ્રસારી જોઇએ છીએ તો ભેદની જ પ્રતીતિ થઇ રહે છે. અમુક પુસ્તક છે, અમુક અક્ષર છે, અમુક મનુષ્ય છે, અમુક ઘટ છે, અમુક પટ છે, અમુક સૂર્ય છે, અમુક ચંદ્ર છે ઇત્યાદિ અસંખ્ય પદાર્થો આપણી દૃષ્ટિઆગળ આવે છે અને તે સર્વ પરસ્પર ભિન્ન ભિન્ન છે એમ આપણને જણાય છે. આટલું જ નહિ પણ એક જાતિની વ્યક્તિઓ પણ પરસ્પર ભિન્ન ભિન્ન છે એમ આપણને સ્પષ્ટ જણાય છે. સર્વ મનુષ્યો મનુષ્યત્વરૂપ સમાનજાતિવાળા છે છતાં સર્વનો પરસ્પરથી ભેદ જણાય છે. દેવદત્ત અને યજ્ઞદત્ત મનુષ્ય છતાં પરસ્પર ભિન્ન છે અને તેથી જ એકને બદલે બીજાની ભ્રાન્તિ થતી નથી.

ચક્ષુઇન્દ્રિયના વિષયોમાં જ આ પ્રમાણે ભેદ જણાય છે એમ નથી, પણ બીજી ઇન્દ્રિયોના વિષયોમાં આવો જ ભેદ આપણને જણાય છે. શ્રોત્રઇન્દ્રિય શબ્દને વિષય કરે છે અને સર્વ શબ્દો પરસ્પર ભેદવાળા આપણને સમજાય છે. એક સો વ્યક્તિ "ગ"કારનો ઉચ્ચાર કરે છે તો તે સોએ "ગ" કારમાં ભેદ છે એમ આપણને સમજાય છે. મનુષ્યો "ગ" નો ઉચ્ચાર કરે છે તેના કરતાં પક્ષિ-આદિવડે ઉચ્ચાર કરાતો "ગ" ગ તો છે છતાં ભિન્ન છે એમ આપણે પારખી શકીએ છીએ. આ જ પ્રમાણે ફેનોગ્રાફમાં મનુષ્યના ઉચ્ચારની નકલ થાય છે છતાં તે અસલ નથી પણ નકલ છે, તે મનુષ્ય બોલતો નથી પણ ફેનોગ્રાફનો શબ્દ છે એમ આપણે ઓળખીએ છીએ. આટલું જ નહિ પણ મનુષ્યો એક જ વર્ણ અથવા શબ્દનો ઉચ્ચાર કરે છે તો તેમનાં ઉચ્ચારનો ભેદ આપણે જાણી શકીએ છીએ અને તેથી જ તે તે અવાજપરથી આપણે અનુમાન કરીએ છીએ કે અમુક માણુસ આ બોલે છે. સંગીતમાં પડ્આદિ સ્વરો પરસ્પર ભિન્ન ભિન્ન છે એટલું જ નહિ પણ યાંત્રિક ગીતમાં ઉચ્ચારાતા એ સ્વરો તે તે યંત્રની અસરવાળા હોવાથી પરસ્પરથી ભિન્ન ભિન્ન છે એ આપણે ઓળખીએ છીએ. રસનેન્દ્રિય વિવિધ પ્રકારના મધુર, તિક્ત, કટુ, કષાયઆદિ સ્વાદને અનુભવે છે છતાં તે સર્વનો ભેદ તે જાણે છે. શર્કરા, ગોળ, દુધ, જલ, સફરજનઆદિ વિવિધ મધુર રસના પદાર્થોનો સ્વાદ લેતાં રસના તે સર્વ સ્વાદો મધુર છે એ જણાવે છે તે સાથે એમનો પરસ્પર ભેદ પણ જણાવે છે. આજ રીતે ઘ્રાણ અને ત્વગ્ પોતાના એકજાતીય વિષયોમાં રહેલા ભેદને સ્પષ્ટ કરે છે. તેથી સ્પષ્ટ છે કે આપણી સર્વ ઇન્દ્રિયો, જે લૌકિક પ્રત્યક્ષના કરણરૂપ હોવાથી પ્રત્યક્ષપ્રમાણ કહેવાય છે, તે સર્વ સ્વ સ્વ વિષયને જણાવે છે અને તે સાથે તદ્દગત ભેદને પણ જણાવે છે અર્થાત્ વિશ્વમાં ભેદ સર્વત્ર પ્રસરી રહેલો હોય એમ આપણને જણાવે છે, વિશ્વના સર્વ પદાર્થો એકજાતીય હોય કે વિજાતીય હોય તોપણ તે પરસ્પરથી ભિન્ન છે એમ આપણને સ્ફુટ કરે છે. એ સાચું છે કે એ ભેદ શી વસ્તુ છે, ગોળ, શર્કરાઆદિમાં રહેલા મધુર રસોમાં શો ભેદ છે, વીણા, તંબુર, સારંગી, હારમોનીઅમ, ફીડલઆદિમાંથી કાઢવામાં આવતા ષડ્આદિ સ્વરોમાં પરસ્પર શો ભેદ છે તે કોઇ પૂછે તો લગભગ બધા જ એનું પૂર્ણ ઉત્તર આપી શકવા પોતાનું અસામર્થ્ય જાણે છે

છતાં તે સાથે એ ભેદનો અનુભવ પોતાને છે એમાં તેમને લેશ પણ સંશય થતો જણાતો નથી. તેઓ સ્પષ્ટપણે કહે છે કે એ ભેદ સ્વસંવેદ્ય છે, તમે જાતે તે તે પદાર્થને ચાખી જુઓ, તે એ વાદ્યત્રના સ્વરને શ્રવણ કરી જુઓ, તે તે વ્યક્તિનું નિરીક્ષણ કરી જુઓ અને તમને તેનો તેનો ભેદ સ્પષ્ટ જણાઇ આવશે.

યોગશાસ્ત્ર પ્રત્યક્ષ અને અનુમાનવગેરેમાં ભેદ જણાવતાં એવું સૂચવે છે કે પ્રત્યક્ષ, સામાન્ય તથા વિશેષ એમ ઉભયને જણાવે છે ત્યારે અનુમાનાદિ પ્રમાણો સામાન્યમાત્રને વિષય કરે છે. પ્રત્યેક ગોઘટાદિ વ્યક્તિમાં કેટલાક-ગોત્વ, ઘટત્વઆદિ સામાન્ય ધર્મ રહ્યા હોય છે અને તે સાથે તે તે વ્યક્તિનું સ્વત્વ સિદ્ધ કરનાર અન્ય વિશેષરૂપ ધર્મો હોય છે. એ ઉભયનું જ્ઞાન પ્રત્યક્ષવડે થાય છે અને ધૂમવત્ત્વાદિ હેતુવડે પર્વતમાં જે વહ્નિનું અનુમાન થાય છે તે વહ્નિત્વસામાન્યવાળી વ્યક્તિનું એ સામાન્યવાળી એ વસ્તુ છે એટલા પૂરતું જ અનુમાન થાય છે અર્થાત્ એ પ્રમાણનો વિષય વહ્નિત્વસામાન્ય છે અને એ સામાન્યવાળી વ્યક્તિરૂપ તે પર્વતનિષ્ઠ જે વહ્નિવિશેષ તેના વિશેષનું જ્ઞાન એ અનુમાનથી થઇ શકતું નથી. આ જ પ્રમાણે શબ્દપ્રમાણ પણ સામાન્યને જ વિષય કરે છે. અહિં પદાર્થનિષ્ઠ તે વિશેષ છે તે જ તે તે પદાર્થનું સ્વત્વ છે, તે તે પદાર્થનો ઇતરથી ભેદ છે. તેથી ભેદ પ્રત્યક્ષસિદ્ધ છે એમ એ શાસ્ત્ર સૂચવે છે.

આ રીતે ભેદ સિદ્ધ હોવાથી જ લોકના અંતરમાં એનો દૃઢ સંસ્કાર પડી ગયો છે અને તેથી વિશ્વપ્રતિ દૃષ્ટિ નાંખતાં સર્વત્ર ભેદ-નાનાત્વનું વૃત્તિ ભાન કરે છે. આમ હોવાથી જ ભેદ એ નિરૂપણ થઇ શકે તેવી વસ્તુ નથી, એ અનિર્વચનીય છે અને તેથી મિથ્યા છે, ભેદ એ માત્ર કલ્પિત છે ઇત્યાદિ વિચારો અદ્વૈત વેદાન્ત જણાવે છે તો રામાનુજાદિ સમર્થ વિચારકો પણ તેનું ગ્રહણ ન થવાથી તેની સામે થાય છે અને ભેદ લોકસિદ્ધ હોવાથી, ભેદનો સંસ્કાર દૃઢ થઇ ગયેલો હોવાથી ભેદનું જ સ્થાપન કરવા કટિ કસી ઉતરી પડે છે.

અનુમાનપ્રમાણ પક્ષ, સાધ્ય, હેતુ અને દૃષ્ટાન્ત એ ચાર વસ્તુને લઇને અર્થાત્ નાનાત્વને લઇને જ પ્રવૃત્ત થાય છે તેથી એ ભેદમૂલક હોવાથી અભેદનું જ્ઞાન આપી શકે તેમ નથી. વળી

અન્ય રીતે કહીએ તો ન્યાયના મતપ્રમાણે પ્રત્યક્ષ મૂલક અનુમાન હોવાથી પ્રત્યક્ષ ભેદને જણાવે છે તેથી અનુમાન અભેદને સાધવા પ્રવૃત્ત થાય તો તે કાલાત્યયાપદિષ્ટ અથવા બાધિત હેત્વાભાસ ગણાય તેમ છે.

આ રીતે આ બે પ્રમાણે ભેદને પ્રતીત કરનાર હોવાથી એ શંકા સહજ થાય તેમ છે કે અભેદનું ભાન અથવા અભેદનું જ્ઞાન શાવડે થઇ શકે છે. ઉપરનાં બે પ્રમાણને આ કાર્યમાટે નિરૂપયોગી ગણી ત્યજી દેનાર સ્વાભાવિક રીતે શ્રુતિપ્રતિ દૃષ્ટિ નાંખે છે અને શ્રુતિવડે અભેદનું જ્ઞાન થાય છે એમ જણાવે છે. પણ એ સંબંધ-ની શ્રુતિઓ જોઇએ તો તેમાં બે પ્રકારની શ્રુતિ ઉપલબ્ધ થાય છે; કેટલીક શ્રુતિ અભેદનું જ્ઞાન મનવડે થાય છે એમ કહે છે અને અન્ય શ્રુતિ અભેદનું જ્ઞાન મનવડે થઇ શકતું નથી એમ કહે છે. કેનોપનિષદ્ કહે છે કે

न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो न विजानीमो यथैतदनुशिष्यादन्यदेव तद्विदितादथो अविदितादधि ।

શ્રોત્રાદિ ઇન્દ્રિયના પણ આત્મભૂત-અધિષ્ઠાનરૂપ બ્રહ્મતત્ત્વ છે તેથી, શબ્દને ગ્રહણ કરનાર શ્રોત્ર હોવાથી શ્રોત્ર શબ્દને પહોચે છે એમ કહેવાય છે તેમ શ્રોત્ર બ્રહ્મને પહોંચે છે એમ થઇ શકતું નથી કારણ કે શ્રોત્રવડે બ્રહ્મ જણાતું નથી. આજ પ્રમાણે શબ્દને ઉચ્ચારણ કરવાથી શબ્દને પહોંચનાર વાણી છે પણ તે પણ બ્રહ્મને સ્પર્શ કરી શકે તેમ નથી અર્થાત્ બ્રહ્મને પહોંચતી નથી. અગ્નિ દાહક છે અને પ્રકાશક છે પણ તે પોતાની જાતને દહન કે પ્રકાશ કરતો નથી તેમ મન અન્યનો સંકલ્પ કરે છે અને અધ્ય-વસાય કરે છે પણ તે પણ પોતાના આત્મભૂત બ્રહ્મને સંકલ્પ કે અધ્યવસાય કરી શકતું નથી અર્થાત્ બ્રહ્મને પહોંચતું નથી. આ રીતે ઇન્દ્રિય અને મન એ બેવડે વસ્તુમાત્રનું વિજ્ઞાન થાય છે. પણ બ્રહ્મ એ ઉભયવડે અગોચર છે તેથી તે બ્રહ્મ આ પ્રકારનું છે ઇત્યાદિ આપણે જાણતાં નથી; તેમ જ જે કરણગોચર વસ્તુ છે તેનો અન્યને ઉપદેશ થઇ શકે છે, બ્રહ્મ કરણગોચર નથી તેથી તેનો અન્ય-ને આચાર્ય કેવી રીતે ઉપદેશ કરી શકે તે પણ આપણે જાણતા નથી અર્થાત્ એનો ઉપદેશ થઈ શકે તેમ નથી. જે વિધિ ક્રિયાના કર્મભૂત છે, વેદ્ય છે, જ્ઞેય છે તેનાથી બ્રહ્મ અન્ય છે અને વિદિતથી વિપરીત જે અવ્યાકૃતરૂપ અવિદ્યાદિ તેનાથી પણ બ્રહ્મ અન્ય છે.

એ જ ઉપનિષદ્ વળી કહે છે કે

**यन्मनसा न तनुते येनादुर्मनो मतम् ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ९ ॥**
**यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।**
**अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ ११ ॥**

મનસ્ એટલે અંતઃકરણના પ્રકાશકરૂપ જે ચૈતન્યજ્યોતિને અંતઃકરણ વિષય કરી શકતું નથી પણ જે ચૈતન્યજ્યોતિવડે મન વ્યાપ્ત થયું છે એટલે કે પોતાનું કાર્ય કરવા સમર્થ થઇ રહ્યું છે તે ચૈતન્યજ્યોતિ બ્રહ્મ છે એમ તું જાણ. જે इदम्–આ એ રૂપે ધ્યેય. થઇ રહે છે અર્થાત્ જેનું આ રૂપે ઉપાસકો વડે ધ્યાન કરાય છે તે બ્રહ્મ નથી. તાત્પર્ય કે એ ઉપાસક યથાર્થ બ્રહ્મને જાણે તેમ નથી.

જે બ્રહ્મવિદ્‌ને એ સિદ્ધાન્ત થયો છે કે બ્રહ્મ અવિદિત છે તે બ્રહ્મવિદ્‌ને બ્રહ્મજ્ઞાન થયું છે અને મેં બ્રહ્મતત્ત્વને જાણ્યું એવો જેનો અભિપ્રાય ( નિશ્ચય ) થયો છે તે યથાર્થ બ્રહ્મજ્ઞાનથી રહિત છે; સમ્યગ્ બ્રહ્મજ્ઞાનવાળાને બ્રહ્મ અવિજ્ઞાત જ જણાય છે અને જે અસમ્યગ્‌દર્શી છે તેના મનમાં જ બ્રહ્મ વિદિત ભાસે છે.

જ્યારે આ રીતે કેનોપનિષદ્ બ્રહ્મને સર્વ ઇન્દ્રિયવડે અગોચર કહે છે અને મન તથા બુદ્ધિઆદિ અંતઃકરણના પણ અવિષયરૂપ કહે છે, ત્યારે કઠશ્રુતિઓ આ પ્રમાણે વર્ણવે છે:—

**न नरेणावरेण प्रोक्त एष सुविज्ञेयो बहुधा चिन्त्यमानः ।**
**अनन्य प्रोक्ते गतिरत्र नास्ति अणीयान् ह्यप्रतर्क्य मनुप्रमाणात्॥२.८॥**
**नैषा तर्केण मतिरापनेया प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ ॥ २. ९ ॥**
**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्॥२.२३॥**

સાધારણ અથવા પ્રાકૃત મનુષ્યવડે આત્માનો ઉપદેશ કરાય છે તો તે આત્માનું બહુ પ્રકારે ચિન્તન કરવામાં આવે તોપણ અથવા આત્મા કર્તા છે, અકર્તા છે, શુદ્ધ છે, અશુદ્ધ છે ઇત્યાદિ બહુ પ્રકારે વાદિભેદથી આત્મા માનવામાં આવે છે તેથી સારી રીતે જાણી શકાતો નથી. સ્વાત્મભૂત આત્મા છે તે પ્રકારે જણાવવામાં આવે

તો તેથી અન્યને અવગતિ થતી નથી અથવા અન્યવડે આત્માનો ઉપદેશ નહિ થયો હોય તો આત્માનું જ્ઞાન થતું જ નથી. અથવા બ્રહ્માત્મભૂત આચાર્યવડે ઉપદેશ કરાતાં બ્રહ્માવગતિ થઇ શકે છે, બ્રહ્મનું અજ્ઞાન રહેતું નથી. અન્યથા અણુપ્રમાણુવાળા પદાર્થોથી પણ અધિક અણુ આત્મા છે અને તેથી કેવલ પોતાની મતિથી અતર્ક્ય છે.

આ આત્માવગતિ તર્કવડે પ્રાપ્ત કરાતી નથી પણ હે પ્રિયતમ! અન્ય બ્રહ્મદર્શી આચાર્યવડે એનો ઉપદેશ થાય છે ત્યારે એ જાણી શકાય છે.

આ આત્મતત્ત્વનું જ્ઞાન અનેક વેદાદિના અધ્યયનવડે પ્રાપ્ત થતું નથી; ગ્રંથોના અર્થને ગ્રહણ કરવાની કુશાગ્ર મતિવડે આ આત્માની પ્રાપ્તિ થતી નથી તેમજ કેવલ બહુશ્રુત થવાથી પણ એ પ્રાપ્તિ થતી નથી; પણ જે આત્માને આ સાધક પ્રાર્થે છે તે આત્માવડે જ એ આત્મજ્ઞાન થાય છે, કેમકે તે જ સાધકને એ આત્મા પોતાનું વાસ્તવ સ્વરૂપ પ્રકાશે છે.

અન્યત્ર આ જ ઉપનિષદ્‌માં કહ્યું છે કે

**यस्तु विज्ञानवान् भवति समनस्कः सदा शुचिः ।**
**स तु तत्पदमाप्नोति यस्माद् भूयो न जायते ॥ ३. ८ ॥**
**दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ ३. १२ ॥**
**मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन । मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ॥ ५.११ ॥ यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम्॥६.१०॥**

કર્તવ્યાકર્તવ્ય વિવેકવાળી બુદ્ધિયુક્ત જે છે તથા જેણે મનનો નિગ્રહ કર્યો છે તથા તેથી જે સદા શુચિ છે તે, તે પદને પામે છે કે જ્યાંથી પુનઃ સંસારમાં તે આવતો નથી અર્થાત્ પુનરાવૃત્તિ રહિત મોક્ષને પામે છે.

એકાગ્રતાવાળી અને સૂક્ષ્મ વસ્તુને નિરૂપણ કરનારી બુદ્ધિવડે સૂક્ષ્માર્થને જાણનાર પુરુષો એ ગૂઢ રહેલા આત્મતત્ત્વને જાણે છે.

મન વડે જ આ એકરસ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે અર્થાત

આત્મામાત્ર જ છે અને અન્ય કાંઈ જ નથી એ જણાય છે. બ્રહ્મ-પ્રાપ્તિ થવાથી નાનાત્વને પ્રતીત કરાવનારી અવિદ્યા નિવૃત્ત થાય છે એટલે પછી નાનાત્વ–ભેદ અણુમાત્ર પણ અવશેષ રહેતો નથી. જે અહિં નાનાત્વની દૃષ્ટિ કરે છે, ભેદનું ભાન કરે છે તે સદા સંસરણને પામી રહે છે.

જે સમયે શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો સંકલ્પાદિ વ્યાપારવાળા મનની સાથે વ્યાપારરહિત થઈ સ્થિત થાય છે અને અધ્યવસાયલક્ષણા બુદ્ધિ પણ પોતાના વ્યાપારથી નિવૃત્ત થઇ રહે છે અર્થાત્ નિર્વ્યાપાર સ્થિત થઇ રહે છે ત્યારે તે સ્થિતિ સર્વોત્કૃષ્ટ ફલને અર્થાત્ બ્રહ્માનુભવને સાધનાર હોવાથી ઉત્તમ મતિ છે એમ કહે છે.

મુણ્ડકશ્રુતિ કહે છે કે

**न चक्षुषा गृह्यते नाऽपि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।**
**ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं**
**ध्यायमानः ॥ ३.८ ॥**

રૂપરહિત હોવાથી એનું જ્ઞાન ચક્ષુવડે થઇ શકતું નથી, એ અભિધેય નથી તેથી વાણીવડે એનું ગ્રહણ થઈ શકતું નથી, તેમ જ ઇતર્ ઇન્દ્રિયોવડે પણ એનું જ્ઞાન થઇ શકતું નથી. તપસ્ સર્વાર્થની પ્રાપ્તિનું સાધન છે છતાં જે વડે પણ એની પ્રાપ્તિ થતી નથી, તેમજ વૈદિક અગ્નિહોત્રાદિ કર્મવડે પણ એ પમાતું નથી, પણ જ્યારે ઇન્દ્રિય અને વિષયના સંસર્ગથી ઉત્પન્ન થતા રાગાદિ મલરૂપ કાલુષ્યથી દૂર થવાથી સ્વચ્છ સલિલના જેવી સાધકની બુદ્ધિ થઈ રહે છે ત્યારે તે વડે વિશુદ્ધાન્તઃકરણવાળો થયેલો એ બ્રહ્મતત્ત્વનું ધ્યાન કરતો તે સાધક એ સર્વ ભેદથી વિવર્જિત આત્મતત્ત્વને સાક્ષાત્ કરે છે.

તૈત્તિરીયોપનિષદ્ જણાવે છે કે,

**यतो वाचो निवर्तन्ते । अप्राप्य मनसा सह ।**
**आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कुतश्चनेति ॥**

દ્રવ્યાદિ સવિકલ્પવસ્તુને જ વિષય કરનારી વાણી તથા મન અથવા જ્ઞાન જે અદ્વય, નિર્વિકલ્પક બ્રહ્મને ન પામીને, ન પહોંચીને નિવૃત્ત થાય છે અર્થાત્ બ્રહ્મના પ્રકાશ માટે પ્રયોગ કરવામાં આવતા

સર્વ શબ્દો અને સર્વ પ્રત્યયો (જ્ઞાનો) બ્રહ્મને સ્પર્શ ન કરતાં પોતાનાં જ્ઞાન સામર્થ્યને અનુભવે છે તે આનંદરૂપ બ્રહ્મને જાણનાર મુક્ત પુરુષ કશાથી ભયને પામતો નથી કારણ કે તેને દ્વૈતનો-ભેદનો ભાસ નથી અને જ્યાં ભેદ નથી ત્યાં ભય નથી.

શ્વેતાશ્વતર શ્રુતિ કહે છે કે **ध्यान निर्मथनाभ्यासाद् देवं पश्येन्निगूढवत्** ॥ પોતાના દેહને નીચેની અરણિ કરી તથા પ્રણવને ઉપરની અરણિ કરીને ધ્યાનરૂપ નિમર્થનને પુનઃ પુનઃ સેવવાથી આ ગૂઢ બ્રહ્મતત્ત્વને સાધક જાણી શકે છે.

બૃહદારણ્યક શ્રુતિ પણ **मनसैवानुद्रष्टव्यं नेह नानास्ति किंचन । मृत्योः स मृत्युं प्राप्नोति य इह नानेव पश्यति । ४-१९** ॥ એ વચનથી કાઠકશ્રુતિની માફક જ મનવડે બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થાય છે એમ સૂચવે છે અને ઇતર સાધનનો નિષેધ કરે છે.

આ પ્રમાણે સર્વ ઉપનિષદો જોવામાં આવશે તો ત્યાં કોઇમાં એક પ્રકારનાં વાક્યો હોય છે તો કોઇમાં અન્ય પ્રકારનાં વાક્યો જણાય છે. આ વચનોમાં આપાતતઃ વિરોધ જેવો જણાય તેમ છે કેમકે એક સ્થળે એવું કહેવામાં આવે છે કે વાણી તથા મન બ્રહ્મતત્ત્વને પહોચતાં નથી અર્થાત્ વાણીવડે—શબ્દવડે બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થઇ શકતું નથી તેમ મનવડે પણ થતું નથી. અન્યત્ર એવું કહેવામાં આવે છે કે મનવડે જ બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થાય છે અને ઇતર કોઇ સાધનવડે થતું નથી. એક સ્થળે એવું કહેવામાં આવે છે કે બ્રહ્મતત્ત્વ ઉપનિષદ્માત્રગમ્ય છે, આચાર્યવડે ઉપદેશ થાય છે ત્યારે જ બ્રહ્મતત્વનું જ્ઞાન થાય છે અને અન્યત્ર એવું કહેવામાં આવે છે કે શબ્દમાત્ર દ્રવ્યાદિ સવિકલ્પ વસ્તુને વિષય કરનાર છે તેથી વાણીવડે-કોઇપણ શબ્દવડે બ્રહ્મતત્ત્વનો ઉપદેશ થઇ શકતો નથી, બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થઇ શકતું નથી.

આ રીતે આ વચનોમાં વિરોધ હોય એવું ભાન થાય છે. પણ જો વિશેષ સૂક્ષ્મતાથી તપાસવામાં આવે તો આ વચનોનો મર્મ સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી અને તેમ થતાં એ સર્વ વચનોનો સમન્વય થઇ શકે છે અર્થાત્ સર્વની એકવાક્યતા થઇ શકે છે. વિશેષ વિચાર કરતાં એ વચનો એક મોટા સિદ્ધાન્તને સૂચવે છે, અને તે સિદ્ધાન્ત તે એ છે કે આ વચનોમાં બ્રહ્મજ્ઞાનના સા-

ધનરૂપ મન છે એમ કહ્યું છે અને બ્રહ્મજ્ઞાન મનવડે થઇ શકતું નથી એમ કહ્યું છે તે બંને સ્થળે મન શબ્દથી ભિન્ન ભિન્ન અર્થ વિવક્ષિત છે અર્થાત્ તે બંને એક મન નથી પણ બંને ભિન્ન ભિન્ન મન છે. તે બે મન શ્રીમહાકાલના ઉપાસકોને સુજ્ઞાત બાહ્ય મન અને આંતર મન જ છે. બાહ્ય મન ઇન્દ્રિયો દ્વારા જ વિષયને સ્પુટ કરે છે તેથી ઇન્દ્રિયગ્રાહ્ય વિષયોને તથા તેના સરવાળા બાદબાકીને જ એ મન કરી શકે છે અર્થાત્ એથી અતિરિક્ત વિષયને એ જાણી શકતું નથી અથવા જણાવી શકતું નથી. આંતરમન સર્વાર્થને ગ્રહણ કરવા સમર્થ છે. તેથી આ વચનોમાં એ જણાવ્યું છે કે બાહ્ય મનવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. બાહ્ય મન અભેદને જાણી શકે તેમ નથી, અભેદજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાનનું સાધન તે આંતર મન અને આંતર મન જ છે. **दृश्यते तु अग्र्यया बुद्ध्या** એકાગ્ર મનવડે એ જ્ઞાન થાય છે એ શ્રુતિ સ્પષ્ટપણે આ સિદ્ધાન્તને જણાવે છે. યોગશાસ્ત્ર વિક્ષિપ્ત અને એકાગ્ર એમ કહી આ બે મનનો સ્પષ્ટપણે સ્વીકાર કરે છે. વિક્ષિપ્ત મન તે બાહ્ય મન છે અને એકાગ્ર મન તે આંતર મન છે. આમ હોવાથી **दृश्यते तु.** એ શ્રુતિમાં એકાગ્ર મનને બ્રહ્મજ્ઞાનના સાધનરૂપે સ્થાપવામાં આવ્યું છે તેથી જ બ્રહ્મજ્ઞાનના સાધનરૂપે આંતર મનનો ઉપદેશ થયો છે. આંતર મનના સ્વભાવ અને ચમત્કારો સ્પષ્ટ કરવામાં આવ્યા છે ત્યાં સ્પષ્ટપણે સ્થાપન કરાયું છે કે આંતર મન અહોનિશ વ્યાપાર વાળું રહે છે, છતાં જ્યારે બાહ્ય મનના વ્યાપાર બંધ થાય છે ત્યારે જ આંતર મન પોતાના વ્યાપારને અસ્ખલિતપણે કરી શકે છે. બાહ્ય મનના વ્યાપારો ચાલ્યા કરવા એ આંતર મનના અખંડિત વ્યાપારોમાં વિઘ્નરૂપ છે. બાહ્ય મનના વ્યાપારો તેજ વિક્ષેપ છે અને તેથી બાહ્ય મનના વ્યાપારોનો નિરોધ કરવો એજ આંતર મનની એકાગ્રતા છે. આંતર મન જે વિષયપર લગાડવામાં આવે ત્યાં મત્સ્યની માફક લાગે છે પણ બાહ્યમન પોતાના વ્યાપારને વેગથી કરે છે ત્યારે તે, આંતર મનની એકાગ્રતાનો ભંગ કરે છે, આંતર મનને તે વિષયથી ખસેડી નાંખે છે, આંતર મનનો તે વિષય સાથેનો સંસર્ગ શિથિલ બનાવે છે અને આંતર મનના અવાજને બહાર આવવા દેતું નથી. તેથી બાહ્ય મનનો નિરોધ તે જ આંતર મનની એકાગ્રતા છે. આમ હોવાથી એકાગ્ર મન વડે બ્રહ્મજ્ઞાન થઇ શકે છે એ કહેવાનું તાત્પર્ય એ જ છે કે બાહ્ય,

મન એ જ્ઞાનનું સાધન નથી, પણ બાહ્યમનના વિક્ષેપ વિનાનું આંતરમન જ એ સત્તાનું સાધન છે.

આ પ્રમાણેનું તાત્પર્ય સ્ફુટ થવાથી બ્રહ્મતત્ત્વ વાણીવડે ઉપદેશ કરાતું નથી, બ્રહ્મ એ ઉપનિષદ્‌માત્ર ગમ્ય છે, આચાર્યવાળો સાધક જ એ સત્તાને પામી શકે છે ઇત્યાદિ વચનોનો અર્થ પણ સ્પષ્ટ થઈ રહે છે. ઉચ્ચાર્યમાણ શબ્દ શ્રવણેન્દ્રિયદ્વારા બાહ્યમનને પહોંચે છે અને બાહ્યમન તેના અર્થનું ગ્રહણ કરે છે વા કરાવે છે. એ અર્થ ઉપર જણાવ્યો તેમ વળી દ્રવ્યાદિ સવિકલ્પ વસ્તુરૂપ છે. તેથી સ્પષ્ટ છે કે બાહ્ય મનદ્વારા બ્રહ્મજ્ઞાન, અભેદ જ્ઞાન, નિર્વિકલ્પ બ્રહ્મજ્ઞાન થતું નહિ હોવાથી આવા ઉપદેશવડે બ્રહ્મજ્ઞાન થઇ શકે તેમ નથી. આમ હોવાથી જ શ્રુતિ ઉપદેશનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં કહે છે કે **स एव नेति नेति**–એ આત્મતત્ત્વ આ નથી, આ નથી એ રૂપે જ વાણીવડે ઉપદેશ કરાય છે અને બાહ્ય મન વડે એનું નિષેધ મુખે જ ગ્રહન થઇ શકે છે. આત્મતત્ત્વ શું છે તેનું ગ્રહણ આંતર મનવડેજ કરાય છે, પણ બાહ્ય પદાર્થો બાહ્ય મનના વિષય થઇ શકે છે તેથી તેનાથી અતિરિક્ત બ્રહ્મ છે એવું બાહ્ય મનવડે નિર્ણીત થઇ શકે છે. આમ હોવાથી શ્રુતિમાં મનનનું વિધાન કર્યું છે તે પણ યોગ્ય ઠરે છે. વિવિધ યુક્તિવડે કરાતું મનન એ બાહ્ય મનનો વ્યાપાર છે. તેથી બાહ્ય મનવડે વેદાન્ત પ્રતિપાદ્ય અભેદ અસંભવિત નથી એ જાણી શકાય છે. માયાને અનિર્વચનીય જાણવાનું બાહ્ય મનવડે થઇ શકે છે અને તુચ્છ જાણવાનું આંતર મનવડે જ થાય છે તેથી માયાનું યૌક્તિક સ્વરૂપ જણાવતાં માયાને શાસ્ત્ર અનિર્વચનીય કહી સ્થાપે છે. પણ માયાના તુચ્છત્વનો બોધ અર્થાત્ અખંડૈકરસ બ્રહ્મતત્વનો બોધ કોઇ યુક્તિવડે થઇ શકતો નથી તેથી એ મનનો વિષય નથી અને બાહ્ય મનનો વિષય નથી અને તેથી વાણીવડે એ ઉપદેશ થઈ શકતો નથી.

અહિં એ શંકા થશે કે જ્યારે બ્રહ્મતત્વનો ઉપદેશ થઈ શકતો નથી ત્યારે આચાર્યવાળો પુરુષ જાણે છે, બ્રહ્મતત્ત્વ ઉપનિષદ્‌માત્રગમ્યં છે એવું શાસ્ત્ર કેમ કહે છે. આ શંકાનું ઉત્તર એ કે ઉપનિષદ્ બ્રહ્મતત્ત્વનો લક્ષ ખાસ કરાવે છે, બ્રહ્મતત્ત્વ સર્વથી વિલક્ષણ છે એવું પ્રબોધે છે. એથી આગળ શબ્દની શક્તિ જ નથી તેથી યથાર્થ બ્રહ્મતત્ત્વનો અનુભવ ઉપનિષદ્ કરાવી શકે તેમ નથી. આમ

હોવાથી જ **सत्यं ज्ञानं अनन्तं ब्रह्म** ઇત્યાદિ વિધિમુખે પ્રવૃત્ત થતાં દેખાતાં વાક્યોનો પણ લક્ષણાનો સ્વીકાર કરી શાંકરવેદાન્ત નિષેધ મુખે અર્થ લે છે અને બ્રહ્મ સર્વ નિષેધના અવધિરૂપ વસ્તુ છે એમ જણાવે છે. આ ઉપનિષદ્—રહસ્ય ન સમજનાર એ વાક્યોમાં સર્વ પદોની લક્ષણા સ્વીકારાય નહિ, લોકમાં સર્વ પદોની લક્ષણા લેવાતી નથી ઇત્યાદિ પોકાર કરે છે. પણ એમ માનવામાં તેમની ભૂલ જ છે. બ્રહ્મતત્ત્વ લૌકિક પદાર્થ જેવી વસ્તુ નથી, લૌકિક પદાર્થો જે બાહ્ય મનવડે ગમ્ય થાય છે તેના જેવી બ્રહ્મતત્ત્વ વસ્તુ નથી. અને તેથી એ બાહ્ય મનના વિષય થનાર પદાર્થોને સ્પષ્ટ કરવા લક્ષણાના સ્વીકારની અપેક્ષા નહિ હોય તોપણ બ્રહ્મતત્ત્વનું પ્રતિપાદન ઇતર રીતે થવા અસંભવ હોવાથી એમાં એ લક્ષણાનો સ્વીકાર કર્યા શિવાય અન્ય ઉપાય જ રહેતો નથી. આ પ્રકારે લક્ષણાનો સ્વીકાર કરી પણ જે અર્થ બાહ્ય મન આગળ ઉપસ્થિત કરવામાં આવે છે તે એટલો જ છે કે બ્રહ્મ જડ, અસત્ આદિ સર્વ અનુભાવ્ય વસ્તુથી વિલક્ષણ છે. પણ બ્રહ્મનો વાસ્તવ અનુભવ એથી થઇ શકતો નથી. આમ છતાં આ આચાર્યવાળો પુરુષજ બ્રહ્માનુભવ કરી શકે છે એ સત્ય છે. એ સમર્થ આચાર્યશ્રી પોતાના આંતર મનવડે શિષ્યના આંતર મનને બ્રહ્મતત્ત્વના સ્વરૂપના જ્ઞાનની સંક્રાન્તિ રૂપ બોધ કરે છે અને તે બોધ જ મૌનબોધ કહેવાય છે તથા તે બોધવડે જ જેવો આચાર્યશ્રીને બ્રહ્મનો સાક્ષાત્ અનુભવ થયેલો હોય છે તેવો શિષ્યના આંતર મનમાં પ્રતિફલિત થઇ રહે છે. આ રીતે આચાર્યશ્રીની અનિવાર્ય આવશ્યકતા સિદ્ધ થાય છે. ઘણાનું માનવું એવું થાય છે કે આપણે ગ્રંથો વાંચી લઇએ તો જેમ સદ્ગુરુને બ્રહ્માનુભવ થયો હોય છે તેવો આપણને પણ તે તે ગ્રંથના અધ્યયન શ્રવણવડે તથા મનનવડે અને તે સિદ્ધાન્તના પુનઃ પુનઃ કરાતા અભ્યાસરૂપ નિદિધ્યાસનવડે તેવો જ બોધ થઇ શકે. આ પ્રકારનું માનવું કેવલ ભૂલભરેલું છે એ સિદ્ધ થાય છે. ગમે તેટલા ગ્રંથો વાંચવામાં આવે તોપણ તેમાંથી કોઇ અદ્વૈતનો બોધ કરાવી શકે તેમ નથી, અદ્વૈતનો અનુભવ સાધકને કરાવી શકે તેમ નથી કેમકે અદ્વૈતને કોઇપણ સ્પર્શ સરખો પણ કરી શકતો નથી, અને બાહ્ય મનવડે કરાતું મનન પણ તેટલું જ દૂર રહે છે, તથા તન્મૂલક નિદિધ્યાસન પણ દ્વૈતને આશ્રિત જ રહેલું છે. તેથી અદ્વૈતનો અનુભવ માત્ર એક જ દ્વારે થાય છે અને તે દ્વાર તે સદ્ગુરુશ્રીનું આંતર મન પોતાનો

અનુભવ શિષ્યના આંતર મનમાં પ્રેરે તે જ છે. આમ હોવાથી ગ્રંથો માત્ર—વાણી માત્ર ઉપદેશ કરવા અસમર્થ છે. અને તેમ છતાં આચાર્યવાળો પુરુષ જ બ્રહ્મતત્ત્વને જાણી શકે છે એ બંને કથન યોગ્ય ઠરે છે. વળી આંતર મનના નિયમો તેઓ જાણે છે. તેમના જ્ઞાનમાં છે જ કે જ્યારે બે આંતર મન એક સરખાં પ્રવર્તનમાં જોડાયાં હોય છે ત્યારે જ એના વિચાર એકનું જ્ઞાનઆદિ બીજામાં સંક્રાન્ત થઇ શકે છે તેથી સદ્ગુરુશ્રીના આંતર મનમાંથી પ્રેરાતો બોધ શિષ્યનું આંતરમન ક્યારે ગ્રહણ કરી શકે છે કે જ્યારે એ મન સદ્ગુરુશ્રીના મનથી સદા અભિમુખ રહેલું હોય છે, તેમના જેવું વિશુદ્ધ થયેલું હોય છે અને જેમ દીલરૂબા, સીતાર આદિમાં જે તરાપનો તાર બરાબર, સહજ પણ ફેર વિના જે સ્વરમાં મળેલો હોય છે તે સ્વર વાગતાં તે તરાપનો તાર વગર વગાડયે કંપી ઉઠે છે અને તેજ સ્વરને બરાબર કાઢે છે તેજ પ્રમાણે સદ્ગુરુશ્રીના મનની સાથે બરાબર સંવાદને પામેલું હોય છે ત્યારે જ શ્રી સદ્ગુરુશ્રીએ પોતાના આંતર મનના બોધની આ રીતે સંક્રાન્તિ કરવી તેનું નામ શ્રીસદ્ગુરુશ્રીનો અનુગ્રહ છે, તેનેજ શક્તિપાત્ સંજ્ઞા આપવામાં આવે છે અને શિષ્યનું આંતર મન આ નિરૂપિત વિશેષણવાળું થઇ રહે તેનું નામ જ સદ્ગુરુશ્રીની ભક્તિ છે. આથી વેદાન્ત સિદ્ધાન્ત ભક્તિની ખાસ અપેક્ષા રાખે છે એ અર્થ પણ સ્પષ્ટ થાય છે અને અદ્વૈતના સાધનરૂપ દ્વૈતાદ્વૈત ભક્તિ કેવી રીતે થઇ રહે છે તે પણ સ્ફુટ થાય છે.

પ્રો મેક્સ મૂલરે રીલીજીઅન ( Religion )નું સ્વરૂપ દર્શાવતાં આ જ સિદ્ધાન્તને સ્વીકાર્યો જણાય છે. એમણે કહ્યું છે કે Religion is a mental faculty or disposition which, independent of, nay, in spite of sense and reason, enables man to apprehend the Infinite under different names and under varying disguises ધર્મ એ એક આંતરશક્તિ છે અથવા આંતર બળ છે કે જે ઇન્દ્રિયો અને બાહ્યમનની અપેક્ષા વિના, બલકે, તેનાથી વિરૂદ્ધ જઇને પણ, અનન્ત અને અપરિચ્છિન્ન તત્ત્વને વિવિધ નામોવડે અને ભિન્ન ભિન્ન વેષમાં અનન્ત અને અપરિચ્છિન્ન તત્ત્વને ગ્રહણ કરવા મનુષ્યને શક્તિમાન્ કરે છે. અન્ય સ્થળે આ

માનસબળ અથવા શક્તિને એમણે Faith ફેઇથ નામ આપ્યું છે અને પ્રત્યક્ષ તથા વિચારની શક્તિથી પૃથક્ શક્તિ અથવા વ્યાપારરૂપે એનું વર્ણન કર્યું છે. જે સમયે આ લેખ એમણે લખ્યો તે સમયે આંતર મનની પ્રક્રિયા હાલના જેટલી સ્ફુટ થયેલી નહોતી અને આંતરમનના વ્યાપાર, શક્તિ આદિનું વ્યવસ્થાપુરઃસર વિવેચન થયું નહોતું. નહિ તો અર્થની સરળતા ખાતર પણ એ શક્તિને અથવા બળને આંતર નામ આપી એજ ગ્રંથકાર ઉપરની વ્યાખ્યાને અધિક સરળ કરતજ. ઉપનિષદ્‌માં જેમ વિક્ષિપ્ત મન અને એકાગ્ર મન એમ નામ આપી આ ભેદ પ્રદર્શન કરવામાં આવ્યો છે, તેમ એક જ મનનો જ્યાં સ્વીકાર કરાય છે ત્યાં સર્વત્ર આવી રીતે કોઇ રીતે વિદ્વાનોએ એ બે શક્તિનો ભેદ વર્ણવ્યો છે. છતાં સર્વત્ર તાત્પર્ય એક જ છે તેથી કરીને એમાં વિવાદનું પ્રયોજન રહેતું નથી.

બ્રહ્મતત્ત્વ અભેદતત્વ અથવા અનન્ત અને અપરિચ્છિન્ન તત્ત્વ બાહ્ય મનના વિષયરૂપ નથી એ સિદ્ધાન્તનું સમર્થન અણધારી રીતે તત્ત્વવિચારકો અને કવિઓએ કર્યું છે. એ સુપ્રસિદ્ધ છે કે તત્ત્વ વિચારકને તર્ક અથવા અનુમાનનું અવલંબન કરી પ્રમેયની વ્યવસ્થા કરે છે અને તેથી એમનો આધાર બાહ્યમનપર છે. હવે એમની સંસ્થાઓ જોઇએ છીએ તો આપણને સર્વત્ર દ્વૈત સિદ્ધાન્ત જ એમનો જણાય છે. ગૌતમ, કણાદ, પતંજલિ, કપિલ, આદિ સર્વનાં દર્શનો કે જેમાં અનુમાનને પ્રથમ આધાર લીધો છે ત્યાં એમની વિચાર શ્રેણીનું દ્વૈતમાં જ પર્યવસાન થયું છે. પાશુપત દર્શન આદિની પણ એ જ ગતિ છે. એટલું જ નહિ પણ શ્રુતિનો આધાર લેવામાં આવે છે તેવાં મતોમાં પણ બાહ્ય મનનું પ્રધાન અવલંબન કરવામાં આવેલું હોવાથી અદ્વૈતનું સૂચન કરનારી શ્રુતિઓને પણ દ્વૈતમાંજ તાત્પર્યવાળી ઠેરવી દેવામાં આવી છે.વળી આ ઉપરાંત અદ્વૈતનું સૂચન શ્રુતિમાં હોવાથી નામનું અદ્વૈત અને વસ્તુતઃ દ્વૈત એવું હાસ્યજનક અદ્વૈત પણ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આનાં ઉદાહરણરૂપ મધ્વ, રામાનુજ અને જડવાદીનો અદ્વૈત સિદ્ધાન્ત છે. પાશ્ચાત્ય તત્ત્વવિચારકોમાં પણ તે તે ગ્રંથનું પરિશીલન કરનારને આ સ્થિતિ જ દૃષ્ટિગોચર થયા વિના રહેતી નથી. આમ હોવાથી જ બ્રહ્મસૂત્રમાં આનુમાનિક ઇશ્વરનું ખંડન કરવામાં આવ્યું છે અને **पत्युरसामंजस्यम्** એ સૂત્રના શાંકરભાષ્યમાં આ વિષયમાં અનુમાનથી નિર્ભ્રાન્ત સિદ્ધાન્ત

સ્થાપી શકાય એમ નથી એ સ્થાપન કર્યું છે. તેથી તત્ત્વવિચારકો આ અભેદ બ્રહ્મતત્ત્વને ગ્રહણુ કરી શકયા નથી એ સ્પષ્ટપદો સિદ્ધ કરે છે કે એ તત્ત્વ બાહ્યમનના વિષયરૂપ નથી પણુ આંતરમન માત્રથી જ ગમ્ય થઇ શકે છે.

જેમ તત્ત્વવિચારકોનો મુખ્ય આધાર બાહ્યમન છે એ પ્રસિદ્ધ છે તે પ્રમાણે એ પણુ પ્રસિદ્ધ છે કે કવિઓને મુખ્ય આધાર આંતરમન છે. આંતર મનવડે જ નિરીક્ષણુ કરનાર તે કવિ છે. સામાન્ય પ્રજામાં કવિનો અર્થ નિકૃષ્ટ પંક્તિનો થતો જણાય છે અને એ તો કવિ છે, એ તો કાવ્ય છે ઇત્યાદિ વચનોવડે કવિનાં વચનો કલ્પિત કરી અપ્રમાણરૂપ ગણાય છે અથવા પ્રમાણરૂપ સ્વીકારવામાં આવતાં નથી, પણુ શાસ્ત્રમાં કવિ શબ્દનો પ્રયોગ ઉચ્ચ અર્થમાં કરેલો છે. સંહિતામાં સ્થળે સ્થળે ઋષિના પર્યાયરૂપ કવિ શબ્દનો પ્રયોગ જણાય છે, મંત્રનો સાક્ષાત્કાર કરનાર તે ઋષિ છે અને ક્રાન્તદર્શી તે કવિ છે. જે મંત્રદ્રષ્ટા ઋષિઓ છે તેમને કવિ કહેવામાં આવેલા છે, એનો અર્થ એ નથી કે એ ઋષિઓએ કાલ્પનિક વર્ણન કર્યું છે. એ અર્થ વેદને સ્વતઃપ્રમાણુ માનનાર કદાપિ કરી શકે તેમ નથી. પણુ એનો અર્થ એટલો જ છે એ મહાપુરુષોને તે તે અર્થનું આંતર મનવડે અવલોકન થયેલું છે. આવા ઉત્કૃષ્ટ અર્થમાં કવિનો પ્રયોગ થાય છે. ઇશ્વરને પણુ કવિ કહી શ્રુતિ વર્ણવે છે. શ્રી ઇશાવાસ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કે **कविर्मनीषी परिभूस्स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यःसमाभ्यः ॥ ८ ॥** કવિ (ક્રાન્તદર્શી એટલે સર્વદક્) મનના ઇષિના એટલે સર્વજ્ઞ ઇશ્વર, જે પરિભૂ છે (સર્વના ઉપરિ છે) અને જે સ્વયંભૂ છે તે નિત્યમુક્ત ઇશ્વરે સર્વજ્ઞ હોવાથી નિત્ય સંવત્સરાખ્ય પ્રજાપતિને કર્તવ્ય પદાર્થોનું વિધાન કર્યું. શ્રી કઠોપનિષદ્‌માં **क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत्कवयो वदन्ति ॥३. १४॥** એમાં આમ કવિઓ કહે છે એવી ઉત્કૃષ્ટ રીતે કવિનો ઉલ્લેખ કર્યો છે. અવશ્ય જે જે કવિ કહેવાય છે તે સર્વ ઉત્કૃષ્ટ છે અથવા સર્વજ્ઞ છે એવું કાંઈ જ નથી. કવિપદનો પ્રયોગ લોકમાં તો ગમે તે નિકૃષ્ટ વ્યક્તિમાટે પણુ કરવામાં આવે છે. તેથી અમુક કવિ કહેવાય છે તેટલાપરથી તે પુરુષનું મહત્ત્વ લેશ પણુ સિદ્ધ થતું નથી. છતાં આ કહેવાનું તાત્પર્ય એ છે કે ઉપનિષદાદિમાં કવિ પદનો

પ્રયોગ ઉચ્ચ અર્થમાં કરવામાં આવ્યો છે અને કવિ એટલે નિકૃષ્ટ પંક્તિની વ્યક્તિ અથવા ગમે તેમ કલ્પના કરી ગપ મારનાર મનુષ્ય એવો નથી. કવિ શબ્દનો મુખ્ય અર્થ તો વિશુદ્ધ આંતરમનવડે સૂક્ષ્મ અને નિગૂઢ અર્થને અવલોકી તેનું યથાવૃત્ત સૂચન કરનાર છે. અને એથી ઉત્તરોત્તર નિકૃષ્ટ પંક્તિની વ્યક્તિઓને ગૌણ અર્થમાં જ કવિ કહેવામાં છે. છતાં જયાં જયાં આ મુખ્યાર્થની છાયા રહેલી છે ત્યાં ત્યાં તે અંશમાં તે તે કવિઓએ આ અભેદ તત્ત્વની ઝાંખી કરેલી છે એમ કહેવામાં બાધ નથી. આપણા દેશના કવિઓ પરાપૂર્વથી ઉપનિષદ્દાદિનાં સંસ્કારવાળા છે અને તેમને તો શાસ્ત્રાદિના અભ્યાસથી અદ્વૈત સિદ્ધાંતનું જ્ઞાન થએલું હોય છે તેથી તેમના વચનોમાં અદ્વૈતનું પ્રતિપાદન આવે તો તે તેમની પ્રતિભાના ફલરૂપ નથી એમ કોઇ કહે તો તે ક્ષણભર ચાલી શકે તેમ છે. પણ પાશ્ચાત્ય કવિઓ વંશપરપરાથી દ્વૈત સિદ્ધાન્તને સ્વીકારનાર વંશના છે. એમનું બાલપણનું સર્વ શિક્ષણ દ્વૈતવાદનું જ છે અને એમનો અભ્યાસ પણ એ સિદ્ધાન્તને જ અવલંબન કરી રહેલો હોય છે. આમ છતાં એમનાં કાવ્યોમાં અભેદનો, અદ્વૈતનો ઉલ્લેખ આવે અને એમને સર્વવ્યાપી રહેલા દ્વૈત અને ભેદની મધ્યે અદ્વૈતની ઝાંખી થઇ છે એમ એમનાં કાવ્યો જણાવે તો તેથી સ્પષ્ટ સિદ્ધ થાય તેમ છે કે એ અભેદ દર્શન કરવાનું એમનું સાધન એમનું પોતાનું આંતરમન જ છે અને અન્ય નથી.

પાશ્ચાત્ય કાવ્યમાત્રની ચર્ચા આ પ્રસંગમાં પ્રાપ્ત નથી, પણ આ સિદ્ધાન્તના ઉદાહરણરૂપે જ એ કાવ્યો અને તેના કર્તાનો ઉલ્લેખ કરવાનો છે. તેથી અંગ્રેજી કવિઓનાં જ ઉદાહરણ આપવાં યોગ્ય ગણીએ છીએ અને તે પણ દિગ્દર્શનરૂપે જ એ કવિઓએ આ અભેદની ઝાંખી કરવામાં પાંચ પ્રધાન માર્ગ લીધા છે અને તેથી એમના પાંચ વિભાગ થઇ શકે છે. એ પાંચ માર્ગ તે પ્રેમ, સૌંદર્ય, કુદરત, જ્ઞાન અને ભક્તિ છે. કેટલાક કવિને પ્રેમ સર્વસ્વ જણાયો છે અને તે દ્વારાએ અભેદની ઝાંખી થઇ છે તો અન્યને સૃષ્ટિનું સૌંદર્ય સર્વસ્વરૂપે જણાયું છે અને તે દ્વારાએ એ જ ફળની સિદ્ધિ થઈ છે. અન્યને કુદરતદ્વારાએ જ એ અભેદદર્શન થયું છે વગેરે. આ રીતે આ પાંચ માર્ગના ભેદથી એ કવિઓના પાંચ વર્ગ પડે છે.

પ્રેમ અને સૌંદર્યમાર્ગના મુખ્ય ઉદાહરણરૂપે શેલી (Shelley) રોસેટી ( Rosetti ) બ્રાઉનિંગ ( Brawning ) અને પેટમોર ( Petmore ) વગેરે ગણાય છે. શેલી એવું માનતો કે આ સમગ્ર વિશ્વનો એક આત્મા છે કે જેમાં સર્વ પદાર્થો સ્થિતિ કરી રહ્યા છે, જેમાં જ વિચરે છે, વિગતિ કરે છે અને જેમાં એ સર્વનું આત્મત્વ છે. એ આત્મા તે નામરહિત છે અને મનુષ્યને પણ અચિંત્ય છે અર્થાત્ તેના મનને અગોચર છે. શેલીની તીવ્રેચ્છા એ આત્મામાં-એ સમષ્ટિ આત્મામાં પોતાના સ્વત્વને-આત્માને મેળવી દેવાની હતી. એ જ એનો મુખ્ય આશય અને ઉદ્દેશ હતો. સર્વ પદાર્થોનો વાસ્તવ અભેદ છે એ સિદ્ધાન્ત એણે Adonais નામના કાવ્યમાં સ્પષ્ટ કર્યો છે. એ કાવ્ય એની પરિણત પ્રજ્ઞા અને તત્ત્વવિચારનું ભરેલું છે એ કહેવા જરૂર નથી. શેલીના મતપ્રમાણે મનુષ્યની કલ્પનાશક્તિ તે દિવ્ય પ્રતિભા શક્તિ જ છે અને સુખી, ઉચ્ચ થવા માટે, પ્રેમનો આસ્વાદ કરી અદ્વૈતરૂપ થવા માટે મનુષ્ય પોતે સમર્થ છે. એણે જણાવ્યું છે કે,

It is our will
That thus enchains us to permitted ill
We might be otherwise-we might be all
We dream of happy, high, majestical.
Where is the love, beauty, and truth we seek
But in our mind?

( Julian & Maddals ).

ભાવાર્થઃ—ઉપેક્ષા અથવા અનાગ્રહ ધરવાથી અસ્તિત્વને ભોગવતા અનર્થને આ પ્રમાણે આપણને જોડી રાખનાર આપણી ઇચ્છા શક્તિ જ છે; આપણે હાલના કરતાં ભિન્ન જ હોઇ શકીએ, આપણા મનોરથ પ્રમાણે આપણે સર્વ ઉચ્ચ સ્થિતિમાં-સુખી, ઉત્કૃષ્ટ અને મહાનુભાવ હોઇ શકીએ, જેની આપણે અન્વેષણા કરીએ છીએ તે પ્રેમ, સૌંદર્ય અને સત્ય આપણા મનથી અન્યત્ર કયે સ્થળે છે? કોઇ સ્થળે નહિ પણ મનમાં જ આંતર મનમાં જ છે.

બ્રાઉનિંગ કહે છે કે,

God is seen.

In the star, in the stone, in the flesh,
in the soul and the clod

તારામાં, પાષાણુમાં, માંસપિણ્ડમાં, આત્મામાં અને મૃત્પિણ્ડમાં સર્વમાં પરમાત્મા જણાય છે. અન્યત્ર એ જ કવિ જણાવે છે કે,

When I say "you" 't is the common soul,
The collectaive I mean the race of man
That receives life in parts to live in a whole
And grow here according to God's clear plan.

ભાવાર્થઃ—જ્યારે હું "તમે" એમ કહું છું ત્યારે તેવડે મારો વિવક્ષિત અર્થ સર્વ સામાન્ય સમષ્ટિ આત્મા છે; મનુષ્યજાતિ કે જે સમષ્ટિરૂપે રહેવા માટે વ્યસ્ત અંશમાં જીવનને પ્રાપ્ત કરે છે અને પરમેશ્વરની સ્પષ્ટ યોજના પ્રમાણે અહિં વૃદ્ધિને પામે છે તે છે.

આ વાક્યથી એ કવિએ સૂચવ્યું છે કે મનુષ્યો એ મારા મત પ્રમાણે વ્યસ્ત, અને પરસ્પર વિરુદ્ધ વ્યક્તિઓનો સમુદાય નથી પણ એક અભિન્ન અવયવી છે. ઓગણીસમા સૈકાના વિજ્ઞાનના એકદેશીપણા સામે એણે જે લખાણ કર્યું છે, વિજ્ઞાન અને ધર્મની વચ્ચે જે ભેદ, જે અશક્ય ભેદ પાડવામાં આવે છે તેની સામેના લખાણો આદિ વિવિધ પ્રકારે એ કવિએ અભેદના સિદ્ધાન્તને સ્ફુટ કર્યો છે. પેરાસેલ્સસમાં એણે જ્ઞાન અને પ્રેમ એ બેના સહભાવની આવશ્યક્તા સ્વીકારી જણાવ્યું છે કે

I too have sought to know as thou to love
Excluding love as thou refusedst knowledge.
We must never part.
Till thou the lover, know; and I, the knower,
Love-until both are saved.

ભાવાર્થઃ—જેમ તેં જ્ઞાનને ત્યજીને પ્રેમને શોધવાનો યત્ન કર્યો છે તેમ મેં પ્રેમને ત્યજીને જ્ઞાનને શોધવાનો યત્ન કર્યો છે. આપણે છૂટા નહિ થવું જોઇએ... જ્યાંસુધી પ્રેમ શોધક તું જ્ઞાન ને ધરે નહિ અને જ્ઞાન શોધક હું પ્રેમને ધરૂં નહિ—જ્યાંસુધી ઉભયનો ઉદ્ધાર નહિ થાય ત્યાંસુધી. આ વચનોના અર્થને સ્પષ્ટ સમજવા હોય તો જિજ્ઞાસુએ શ્રીનૃસિંહવાણી વિલાસ તૃતીય પુસ્તક ૫૬ મું જોવું. ત્યાં આરંભમાં જ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે,

ભક્તિ વિનાનું જ્ઞાન મોળું લાગે જી,
જ્ઞાનવિના ભક્તિ ખારી રે હાં;
ઉભય સંયોગ કરી જે જન ગ્રહેતા જી,
સ્વાદ તેનો છે અતિ ભારી રે હાં.—શ્રી વા. વિ. ૩, પૃષ્ઠ ૫.

બાહ્ય મનથી સંપાદન કરવામાં આવતું જ્ઞાન પરમતત્ત્વને પહોંચતું નથી પણ આંતર મનનો પ્રેમ જ પરમતત્ત્વને પહોંચવામાં સાધનરૂપ છે એ અર્થ બ્રાઉનિંગની સામે એક હાર્ટ નામના કવિએ પણ સૂચવ્યો છે. એ કવિએ જણાવ્યું છે કે,

Wholly distrust thy knowledge, then, and trust
As wholly love allied to ignorance!
There lies thy truth and safety...
Consider well!
Were knowldge all thy frealty, then God
Must he ignored: love gains him by first leap.

ભાવાર્થ:—ત્યારે, તમારા જ્ઞાનનો લેશ પણ વિશ્વાસ ધરો નહિ અને સર્વાંશે અજ્ઞાનને સમાન પ્રેમ અથવા ભક્તિપર વિશ્વાસ રાખો એમાં જ તમારૂં સત્ય અને ઉદ્ધાર રહ્યો છે. સારી રીતે વિચાર કરો જો જ્ઞાન માત્રજ તમારી શક્તિ હોત તો પરમેશ્વરનો પરિહાર જ કરવો પડે તેમ છે: પ્રેમ પ્રથમ કુદકાથી જ પરમેશ્વરને પામે છે.

પેટમોરનો પ્રધાન નિશ્ચય સર્વ વસ્તુનું ઐક્ય છે એ હતો. એના મત પ્રમાણે એક જ પ્રકારનું જ્ઞાન ઉપયોગી છે અને તે જ્ઞાન તે પ્રત્યક્ષ છે, સાક્ષાત્ ગ્રહણરૂપ છે, મનુષ્યને પ્રેમાળ થઇ (અને પ્રેમનાં ચિન્હો વાંચી નહિ ) પ્રેમનો અનુભવ કરવાથી પ્રેમનું થતું સાક્ષાત્ જ્ઞાન થાય છે તે જ છે. આ કારણથી એણે જણાવ્યું છે કે—The fullness of intelligence is the obliteration of intelligence. God is then our honey, and we, ........, are His. જ્ઞાનની પૂર્ણતા તે જ્ઞાન માત્રનો અભાવ કરવો તે છે ( નિર્વિકલ્પક દશા છે ). એ વૃત્તિશૂન્ય સ્થિતિ થાય છે ત્યારે પરમેશ્વર આપણા મધુરૂપ થાય છે અને આપણે એમના થઇ રહીએ છીએ.

જીવાત્મા અને પરમાત્માનો સંબંધ એ પતિપત્નીભાવનો છે; જીવ એ પત્ની છે અને પરમાત્મા એ પતિ છે. The relationship

of the soul to Christ as His betrothed wife is the key to the feeling with which prayer and love and honour should be offered to Him. પરમાત્માની પ્રાર્થના, ભક્તિ અને પૂજનાદિ કરવામાં જે ભાવ રાખવો જોઇએ તેની કુંચી તે જીવ પરમાત્માની પરિણીત પત્ની છે એ સંબંધ છે. કુદરતમાં પતિ અને પત્ની, નર અને નારી મળી એક વ્યક્તિ થાય છે અર્થાત્ નર અને નારી એ ભિન્ન ભિન્ન નથી પણ બે મળીને જ એક વ્યક્તિ છે, એક વ્યક્તિના એ બે અવયવો છે. The smallest unit is a pair–નાનામાં નાનો પદાર્થ પણ આવું યુગ્મ છે. આ બેમાં વિભાગ અને બેનું એકત્વમાં સમીકરણ એ જ જીવનનું રહસ્ય છે. આ પ્રમાણે પેટમોરનાં લખાણો સૂચવી ભેદમાં અભેદનું સૂચન કરી રહ્યાં છે.

કીટસ જણાવે છે કે

Beauty is truth, truth Beauty, that is all
Ye know on earth, and all ye knew to know.

સૌંદર્ય એ સત્ય છે, સત્ય એ સૌંદર્ય છે, આ એક જ આ ભૂલોકમાં તમે જાણોછો અને એથી અધિક તમારે જ્ઞાતવ્ય રહેતું નથી. આ સૌંદર્યને અમુક સ્ત્રીઆદિ વ્યક્તિનું સૌંદર્ય નહિ પણ સર્વ વ્યાપક, કુદરતમાં સર્વ વ્યાપી રહેલું સૌંદર્ય છે.

વાઉગન અને વર્ડસવર્થઆદિ એ તૃતીય વર્ગના કવિઓમાં મુખ્ય પદ ભોગવતા જણાય છે. તેમાં વર્ડસવર્થના આ પ્રમાણે કેટલાક ઉદ્દગારો છે:

(1) Gently did my sorul
Put off her veil, and, self transmuted, stood
Naked, as in the presence of her God.

(2) Our destiny, our being's heart and home,
Is with infinitude, and only there.

ભાવાર્થઃ–એક વખતે ગ્રીષ્મઋતુના સાયંકાલે મારા આત્માએ પોતાનું આવરણ ધીમેથી કાઢી નાંખ્યું અને સ્વયં પારણીત થઇ એ આત્મા જાણે ઇશ્વરના સામીપ્યને પામ્યો હોય તેમ નિરાવરણ સ્થિત થયો.

(જ્યારે મન અને આત્માનો અધિકાર થાય છે ત્યારે પછીનું પગથીયું તેને માટે એકાગ્રતા અથવા ચિત્તનિરોધ છે. એ દશા પ્રાપ્ત થતાં કવિને જણાય છે કે નિત્ય અનંત અને અપરિચ્છિન્ન તત્ત્વમાં જ વિશ્રાન્તિ, વાસ્તવ સુખ મળે છે અને તેથી એ સ્થિતિ માટે આપણે પરિકર બંધન કરી યત્ન કરવો જોઇએ કારણ કે આપણી પરિણામ સ્થિતિ, આપણું સર્વસ્વ, આપણી સર્વોત્કૃષ્ટ ઇચ્છાનો પ્રદેશ અને આપણા વિશ્રાન્તિ સ્થાનરૂપ સ્વભૂમિ તે અનન્ત અપરિચ્છિન્ન તત્ત્વ અને તે એકજ છે.

એજ કવિએ અન્યત્ર જણાવ્યું છે કે—

There was a time when meadow, grove and stream,
The earth, and every common sight,
To me did seem
Apparelled in celestial light.

એક સમય એવો હતો કે જ્યારે બીડ, કુંજ, ઝરો, પૃથ્વી અને પ્રત્યેક સામાન્ય ગણાતો પદાર્થ અને દિવ્ય તેજના વસ્ત્રથી આચ્છાદિત ભાસ્યો હતો,

રીચર્ડ. જે. ફ્રીઝ નામનો આજ વર્ગનો કવિ કહે છે કે By these I saw my soul, by these I knew the supernatural to be more intensely real than the sun, I touched the supernatural, the immortal, then and that moment. આ વડે મેં મારા આત્માને સાક્ષાત્ કર્યો; આ વડે સૂર્ય કરતાં પણ અધિક સદ્રૂપે અતીન્દ્રિય વસ્તુને મેં જાણી· અતીન્દ્રિય અને નિત્ય તત્ત્વને હું તે જ સ્થળે અને તે જ ક્ષણે સ્પર્શ કરી રહ્યો.

ચતુર્થ વર્ગના કવિઓમાં ડોન, લૉ, કોલરિજ, ટેનિસન આદિને મુકવામાં આવે છે. તેમાં ડોન કહે છે કે—

But we know ourselves least;
mere outward shews
Our minds so store,
That our soules, no more than our eyes disclose
But forme and colour. Onely he who knowes
Himselfe, knowes more.

પણ આપણે ઓછામાં ઓછા જાણીએ છીએ તો તે આપણા આત્માને. આપણાં મન માત્ર બાહ્ય દેખાવોને એટલા સંગ્રહે છે કે આપણા આત્મા આપણી ચક્ષુના કરતાં લેશ પણ અનધિકપણે માત્ર રૂપ અને રંગનેજ પ્રકાશે છે. જે પોતાને જાણે છે તે જ માત્ર અધિક જ્ઞાનવાળો છે.

એજ કવિ આત્માને જાણવાનું સાધન સ્પષ્ટ કરતાં કહે છેકે
So wee, If wee into our selves will turne,
Blowing our sparkes of virtre, may out–burne
The straw which doth about our hearts sojourne.

તેથી જો આપણે આપણા આત્મા પ્રતિ પાછા વળીએ ( એટલે કે અંતર્મુખતા કરી જોઇએ, બાહ્ય મતના વ્યાપારને નિરોધી અંતર્મનની અભિમુખતા કરાવીએ ), અને આપણી દૈવી સંપત્તના સ્ફુલિંગને પ્રકટાવીએ તો આપણા અંતસ્તમ પ્રદેશની આસપાસ પડી રહેલા આત્માના અજ્ઞાનરૂપ ઘાસને બાળી નાંખી શકીએ.

એમિલી નામની સ્ત્રી કવિ કહે છે કે,

Then dawns the Invisible;
the Unseen its truth reveals;
My outward sense is gone,
my inward essence feels;
Its wings an almost free,
its home, its harbonr found;
Measuring the gulf,
it stoops and dares the final bound.

( આરંભમાં શાન્તિનો ધસારો ધસી આવે છે, શબ્દરહિત શાન્તતા પ્રસરી રહે છે વગેરે) પછી અતીન્દ્રિય વસ્તુનો પ્રકાશ થાય છે; અદૃષ્ટ તત્ત્વ પોતાના સત્યનો આવિષ્કાર કરે છે, મારૂં બાહ્ય સંવેદન જતું રહે છે, અમારૂં આંતરમનસંવેદન પ્રકાશે છે, એની પાંખ લગભગ સ્વતંત્ર થાય છે; એની સ્વભૂમિ, એનું વિશ્રાન્તિ-સ્થાન જડે છે; સરોવરને માપતું એ અંતરમાં વળે છે અને છેવટની ડુબકી મારે છે.

ટેનિસનના સંબંધમાં એ કવિએ પોતે જ જણાવ્યું છે કે મારૂં નામ માત્ર હું ઉચ્ચારતો અને એ ઉચ્ચારતાં ઉચ્ચારતાં

Till all at once, as it were, out of the intensity of the consciousness of individuality, the individuality itself seemed to resolve & fade away into boundless being, and this not a confused state, but the clearest of the clearest, the surest of the surest, utterly beyond words, where death was an almost laughable impossibility, the loss of personality ( if so it were ) seeming no extinction, but the only true life.

જાણે એકદમજ જ્ઞાતાના સંવેદનની તીવ્રતાને લીધે, જ્ઞાતા જ પૃથક્ થઈ જતો અને અનન્ત તત્ત્વમાં ક્રમશઃ વિલાઈ જતો જણાતો અને આ પ્રતીતિ તે મોહદશા નહોતી પણ સ્પષ્ટમાં સ્પષ્ટ અને નિશ્ચિતમાં નિશ્ચિત, વાણીના અવિષયરૂપ પ્રતીતિ હતી કે જેમાં મૃત્યુ એક હાસ્યજનક અસંભવરૂપે જણાતું અને સ્વત્વની હાનિ—જો હાનિ હોય તો—નિર્વાણરૂપ નહોતી પણ જે એક જ સત્ય જીવન છે તે રૂપ જ હતી

આ સમર્થ કવિના અનેક ઉલ્લેખો આ અર્થના મળી આવે છે છતાં દિગ્દર્શન જ અત્ર કરાવવાનું હોવાથી તે અત્ર આપવામાં આવતા નથી.

પંચમ વર્ગના કવિમાંથી બ્લેક નામનો કવિ પોતાના મિલ્ટન નામના કાવ્યના સંબંધમાં જણાવે છે કે I have written this poem from immediate dictation, twelve or sometimes twenty or thirty lines at a time, without pre-meditation and even against my will. The time it has taken in writing was thus rendered non-existent, and an immense poem exists which seems to be the labour of a long life, all produced without labour or study. આ કાવ્ય મેં લખ્યું છે તે સાક્ષાત્ દ્યોતનથી જ મેં લખ્યું છે. પૂર્વ વિચાર વિના જ અને મારી ઇચ્છાથી વિરુદ્ધ રૂપે બાર, વીશ અને કવચિત્ ત્રીશ ત્રીસ પંક્તિઓનું એકી વખતે મને દ્યોતન થતું, મારા અંતરમાં સ્ફુરી આવતી. આથી આ કાવ્યની રચનામાં ગયેલો વખત નહિ

જેવો જ હતો. એ રીતની દ્યોતનથી કાવ્યની રચના થવાને લીધે આજે એક વિસ્તૃત કાવ્ય તૈયાર થઇ રહ્યું છે કે જે જોનારને આખા જીવનના શ્રમના કાર્યરૂપ પ્રતીત થાય તેમ છે પણ વસ્તુતઃ જે કોઇ પણ જાતના શ્રમ કે અભ્યાસવિના જ રચાયેલું છે.

આ પ્રકારના ઉલ્લેખથી આપણને એ કવિ સ્પષ્ટ કરે છે કે એ કાવ્ય બાહ્ય મનના વ્યાપારનું કાર્ય નથી પણ કેવલ આંતર મનના વ્યાપારનું-દ્યોતન સ્ફુરણનું જ કાર્ય છે. આથી આપણને કવિ અને ઋષિનો પૂર્વ કરેલો અર્થ સ્પષ્ટ થાય છે.

આ સર્વ ઉદાહરણો એકે અવાજે જણાવે છે કે અભેદજ્ઞાન એ કવિઓને થયેલું છે અને એ કવિઓ પોતાના અનુભવને જણાવતાં સ્પષ્ટ કહે છે કે એ અભેદજ્ઞાન એમને થવા યોગ આવ્યો હતો તે બાહ્યમનના સાધનથી નહિ પણ આંતર મનની મર્યાદામાં પ્રવેશ કરવાથી જ. બાહ્ય મનના વ્યાપાર એમને વિઘ્નકર થયા હતા. પ્રાચીન સમયમાં પ્લૉટિનસે સ્પષ્ટ કહ્યું છે કે જ્ઞાનની ત્રણ ભૂમિકા અથવા દશા હોય છે. (1) Opinion, (2) Science અને (3) Illumination. પ્રથમનું જ્ઞાન જે ઓપિનિઅન છે તેનું સાધન ઇન્દ્રિય છે અર્થાત્ એ ઇન્દ્રિયજન્ય જ્ઞાન છે. દ્વિતીયજ્ઞાન જેને સાયન્સ નામ આપ્યું છે તે વિચારજન્યજ્ઞાન છે અને તૃતીય જ્ઞાન જેનું નામ ઇલ્યુમીનેશન આપ્યું છે તે પ્રકાશરૂપ, સ્ફુરણરૂપ દ્યોતનરૂપ જ્ઞાન છે. આ તૃતીય જ્ઞાન તે પ્રધાન છે અને વિચારજન્ય જ્ઞાન તેના કરતાં ગૌણ છે.

It is absolute knowledge founded on the identity of the mind knowing with the object known—આ તૃતીય જ્ઞાન તે નિરપેક્ષ સ્વતંત્ર જ્ઞાન છે અને જ્ઞેય વસ્તુની સાથે જ્ઞાતા મનનો અભેદ થવાથી એ ઉદ્ભવે છે. આ પ્રાચીન ગ્રંથકારના અભિપ્રાયને વર્તમાન સમયમાં અંગ્રેજી તત્ત્વ વિચારક એમ. બર્લસન સંપૂર્ણ અંશે અનુમોદન આપે છે અને એ ગ્રંથકાર સ્પષ્ટ કહે છે કે બાહ્ય મનની આગળ કેટલાક મુદ્દા મૂકવામાં આવે છે ત્યારે તે એક વિચારવા યોગ્ય સંદિગ્ધ વિષયરૂપ જણાય છે અને કેટલીકવાર તેનું નિરાકરણ થઇ શકતું નથી, ત્યારે એજ મુદ્દાઓને આંતર મન આગળ લાવતાં તેનું ક્ષણ માત્રમાં નિરાકરણ થઇ જાય છે, તે વિચારના વિષય રહેતા નથી. બાહ્ય મન

આપણી વ્યાવહારિક જરૂરીઆતને અંગે ઉદ્ભવ્યું છે અને તેથી તે પૂરી પાડે છે પણ વસ્તુજ્ઞાન એનાથી કદાપિ થતું નથી. વસ્તુજ્ઞાન કરવા તો આંતર મન અને આંતર મન માત્ર જ સમર્થ છે. આ રીતે એ તત્ત્વવિચારક પોતાના ગ્રંથમાં વિસ્તારથી સિદ્ધ કરે છે.

આ પ્રમાણે આ સંક્ષિપ્ત વિચારથી આપણને સ્પષ્ટ સિદ્ધ થાય છે કે બ્રહ્મજ્ઞાન, અભેદજ્ઞાન અથવા અનન્ત સદ્રૂપ વસ્તુનું જ્ઞાન આંતર મન માત્રવડે જ થઈ શકે છે અને બાહ્ય મનવડે કદાપિ થતું નથી. બાહ્ય મનવડે ભેદનું જ જ્ઞાન થાય છે. આમ હોવાથી અભેદ સિદ્ધાન્ત સાચો નથી એ ઠેરવવામાં જે યુક્તિઓ દ્વૈતવાદીઓ આપે છે તે સર્વ અકાણ્ડતાણ્ડવ છે. એ દ્વૈતવાદીઓ અભેદ જ્ઞાનના સાધનને બરાબર કળી શકયા નથી તેથીજ એની સામે યુક્તિરૂપ કાઠની તરવાર ધરે છે. વળી એ પણ સ્પષ્ટ થાય છે કે ઉપનિષદ્માં આ બે મનનો વિવેક કરી જ તે તે વિરોધી જણાતા વાકયની પ્રવૃત્તિ કરાવવામાં આવી છે તેથી તેમાં વસ્તુગત્ય લેશ પણ વિરોધ નથી. અભેદ જ્ઞાનમાં ગ્રંથની અને યુક્તિનો ભેદના નિષેધમાટે અપેક્ષા છે અને આચાર્યશ્રીની સાક્ષાત્ અપેક્ષા છે એ પણ આપણને જણાય છે. અને કવિ એટલે કલ્પના કરનાર તરંગવશ વહેતા પુરુષો નથી પણ આંતરમનની મર્યાદામાં સ્થિત થઇ બાહ્ય મનનો નિરોધ કરી વસ્તુસ્થિતિની ઝાંખી કરનાર સમર્થ પુરુષો જ કવિ છે અને લાંબી ધોળી દાઢી રાખી શુષ્ક કલેવર ધરાવનાર અને છ માસે પણ ક્ષૌર ન કરાવનાર તે ઋષિ નથી પણ આંતર મનને જ વ્યાપારવાળું રાખી યથાર્થ અભેદ તત્ત્વનો સાક્ષાત્ અનુભવ કરનાર તે જ ઋષિ છે એ પણ સુસિદ્ધ થાય છે. તથા બ્રહ્મજ્ઞાન, અભેદજ્ઞાન, યથાર્થ શાન્તિ અને સુખના અનુભવની અભિલાષા ધરનારે બાહ્ય મનના વ્યાપારને રોકી આંતર મનની મર્યાદામાં આવી સ્થિત થવું એ કર્તવ્ય પણ સ્પષ્ટ દેખાય છે. એ કર્તવ્યની સિદ્ધિ થયે જ મન અને વાણીથી અગોચર એવા સ્વસંવેદ્ય નિરતિશય સુખની સિદ્ધિ થાય છે.

જે. જે. કણીયા.

# विवाहविकास.

જેની માનદષ્ટિ સ્ત્રીવિષે, જય થાય તેને દશ દિશે.

*　　*　　*　　*

તેને સહાય શ્રી નરહરિ, સ્ત્રીજાતિ જે લહે ઇશ્વરી,
આ ભવથકી સત્વર તરી, જઇને ભળે તે શ્રી ઇશે.

( શ્રી ઉપેન્દ્રગિરામૃત; પૃષ્ઠ ૨૨૬ ).

एको श्रम्यं तु आचार्याः ।

ભાવાર્થઃ—ગૌતમ ઋષિનું મત એ જ છે કે ગૃહસ્થાશ્રમ એ એક જ આશ્રમ છે. )

सर्वेषामपि चैतेषां वेदस्मृति विधानतः ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान्बिभर्तिहि ॥ ८९ ॥

( मनुस्मृति षष्ठोऽध्यायः । )

ભાવાર્થઃ—શ્રુતિ સ્મૃતિમાં કહેલું છે કે આ સર્વમાં એટલે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થાશ્રમી, અને સંન્યાસીમાં ગૃહસ્થ શ્રેષ્ઠ છે; કારણ કે તે બાકીના ત્રણેનું પોષણ કરે છે.　( મનુસ્મૃતિ ).

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्य्यो रसः ।
कालेनावरणात्ययात् परिणते यत् स्नेहसारे स्थितं
भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत् प्राप्यते ॥

( उत्तररामचरितम्; प्रथमोऽङ्कः ।

ભાવાર્થઃ—સુખ અને દુઃખમાં જે અદ્વૈત જ છે. સર્વ અવસ્થાઓમાં જે અનુકૂલ રહે છે, જે હૃદયનું વિશ્રામસ્થાન છે, જેમાં વૃદ્ધાવસ્થાથી પ્રેમ ન્યૂન થતો નથી, જ્યારે કાલે કરી લજ્જાનો પડદો દૂર થાય છે ત્યારે પ્રેમની ઉચ્ચતમ કોટિમાં જે સ્થિત થઇ રહે છે એવી અદ્વિતીય પત્નીરૂપ વસ્તુ જેને પ્રાપ્ત થાય છે તે મનુષ્યને ધન્યભાગ્ય છે.

Nothing in the world is single;
All things by a law divine
In one another's being mingle.
( Shelly. )

**ભાવાર્થ**:—જગતમાં કોઇ પણ વસ્તુ એકાકી નથી; બધા પદાર્થો નિયતિ નિયમ પ્રમાણે એકબીજામાં ભળે છે.
( શેલી ).

Marriage is the best state for men in general; and every man is a worse man, in proportion as he is unfit for the married state.—
Dr. Jhonson.

**ભાવાર્થ**:—મનુષ્યના મોટા ભાગને માટે વિવાહિત સ્થિતિ ઉત્તમોત્તમ છે; અને જે પ્રમાણમાં મનુષ્ય વિવાહિત સ્થિતિને માટે નાલાયક હોય છે, તે પ્રમાણમાં તેની દુર્દશા છે.
ડૉ. જોનસન.

Marriage renders a man more virtuous and more wise.—Voltair.

**ભાવાર્થ**:—વિવાહ મનુષ્યને વધારે ગુણવાન્ અને વધારે ડહાપણવાળો બનાવે છે.—વોલ્ટેર.

આ આદિ વિવિધ સ્થળે મહાન્ પુરુષોએ અને કવિઓએ વિવાહની પ્રશંસા કરેલી જોવામાં આવે છે; સતી નર્મદા અવિવાહિત હોવાને લીધે અવિવાહિત સ્થિતિમાં સ્વર્ગમાં જઇ શકી નહોતી એવી કથા પ્રસિદ્ધ છે; પુરાણ તરફ દૃષ્ટિ ફેરવતાં દેવો પણ પત્નીવાળા જણાય છે; ઋષિમુનિઓને પણ પત્ની જોવામાં આવે છે; જગતમાં ડગલે ને પગલે વિવાહની ક્રિયા જોવામાં આવે છે પશુ પક્ષીઓમાં પણ વિવાહ સમાન કાંઇક ભાસ થાય છે; જડ વસ્તુઓ પણ એક બીજાના ગાઢ સંબંધમાં રહીને પોષણ તથા વૃદ્ધિ પામતી દેખાય છે; વિવાહ શબ્દરૂપી ઈંદુ મનુષ્યના હૃદયસમુદ્રમાં આનંદોર્મિ ઉછાળે છે; મનુષ્યમાં વિવાહની વૃત્તિ ઇશ્વરસ્થાપિત હોય એમ લાગે છે; જો આપણે નભમંડળ તરફ દૃષ્ટિ ફેરવીશું તો આપણને જણાશે કે સૂર્ય, ચંદ્ર, તારાઓ આદિ સર્વ એકબીજાને આધારે-એકબીજાના આકર્ષણ વડે જ પોતપોતાનું કાર્ય નિયમિતરીતે કર્યા જાય છે;

આ પ્રકારેજ પૃથ્વી ઉપરના બીજા જડ પદાર્થોમાં પણ આકર્ષણવડે ક્રિયા થતી જોવામાં આવે છે; અણુ, દ્વ્યણુક, ત્ર્યણુક આદિ સર્વ આકર્ષણ વડે જ સાથે રહે છે; તેજ પ્રકારે પુરૂષ સ્રીતરફ આકર્ષાઇને અને સ્રી પુરૂષતરફ આકર્ષાઇને પોતાનું કર્તવ્ય વધારે સારી રીતે કરી શકે એ માનવામાં જરા પણ ભૂલ નથી. પુનઃ ધનવિદ્યુત્ ( Positive electricity ) જ્યારે ઋણ વિદ્યુત્ ( Negative electricity ) જોડે મળે છે ત્યારે સ્ફુલિંગની ઉત્પત્તિ કરે છે; તેજ પ્રકારે પુરૂષ અને સ્રીનો સંબંધ કોઇ ચમત્કારને ઉત્પન્ન કરે તો તેમાં આશ્ચર્ય નથી. પુરૂષ અને પ્રકૃતિના સંબંધવડે જગત્ જેવી ચમત્કારિક વસ્તુનો ઉદ્ભવ થયો છે. આપણને પરમાત્માએ પ્રગતિ માટે સરજ્યા છે; હવે જો પ્રગતિ કરવાની છે તો તે શેની એ પણ આપણે જાણવું જોઇએ; ઇશ્વરે આપણને વિચારશક્તિ અને વિવિધ રાગ તથા આંતર્ સ્ફુરણ આપેલાં છે; તો આપણે આની ઉન્નતિ કરવી જોઇએ; હવે પુરૂષમાં વિચારશક્તિની પ્રધાનતા હોય છે, જ્યારે સ્રીમાં આવેશ અને આંતર જ્યોતિ પ્રાધાન્ય ભોગવે છે તેથી પુરૂષ અને સ્રીનો સંબંધ બંનેમાં ખૂટતી વસ્તુઓ આપીને વિચારશક્તિ અને શુદ્ધ આવેશ તથા આંતર્ જ્યોતિનું સુખદાયક મિશ્રણ કરીને સ્રીપુરૂષની પ્રગતિ સાધે છે.

"The man be more of woman, she of man;
He gain in sweetness, and in moral height,
Nor lose the wrestling thews that throw the world;
She mental breadth, nor fail in childward care,
More as the double-natured poet, each;
Till at the last she set herself to man,
Like perfect music unto noble words."

( Tennyson. The Princess. )

**ભાવાર્થઃ**—મનુષ્ય સ્રી જેવો વધારે થાય છે, અને સ્રી પુરૂષ જેવી થાય છે; પુરૂષ, જગતને ધ્રુજાવે એવા બળને ગુમાવ્યા વિના, મૃદુતા અને નીતિની ઉચ્ચતાને પ્રાપ્ત કરે છે; સ્રી પ્રજા તરફની સંભાળ રાખવાનો ધર્મ છોડયા વિના મનોબળને પ્રાપ્ત કરે છે; આ રીતે પ્રત્યેક બે સ્વભાવવાળા કવિની જેમ વર્તે છે; અન્તમાં ઉચ્ચ શબ્દોને જેમ સંગીત શોભાવે છે તેમ શોભાવે છે.

જ્યારે જ્ઞાનની પ્રાપ્તિમાં, પ્રત્યક્ષ જ્ઞાન કે જેના ઉપર આપણે ઘણો, લગભગ બધો ભાર મુકીએ છીએ તે જ્ઞાનની પ્રાપ્તિ પણ વૈધર્મ્યવાળા પદાર્થોના સમાગમની અપેક્ષા રાખે છે, એ જ્ઞાન પણ શારીર ઇન્દ્રિય તથા માનસ ગ્રહણબલ, ગ્રાહક આત્મા તથા ગ્રાહ્ય અનાત્માની અપેક્ષા રાખે છે, જ્યારે આપણી આસપાસ આ પ્રકારની સ્થિતિ દશે દિશામાં પ્રસરી રહેલી જણાય છે ત્યારે વિવાહની આવશ્યકતા માટે, વિવાહસંબંધ પ્રગતિનો સાધક છે એની સિદ્ધિ માટે આપણી વૃત્તિ કોઇ પ્રમાણની અપેક્ષા ત્યજે છે. અને તેથી એ સંબંધી વિશેષ જ્ઞાનની પ્રેપ્સા સર્વ સુજ્ઞ મનુષ્યોને થાય એ ઉચિત જ છે.

**મનુષ્યની સ્થિતિ.**

ઘણા મનુષ્યો માને છે કે મનુષ્ય નામનું પ્રાણી બીજાં બધાં પ્રાણી કરતાં કાંઇ જૂદા જ પ્રકારનું છે; મનુષ્ય સૌથી ઉત્તમોત્તમ છે; જગતમાં પરમાત્માએ બીજી બધી વસ્તુઓ મનુષ્ય માટે જ ઉત્પન્ન કરી છે, તેમાં એવા ગુણો અને સત્તાઓ સ્થાપી છે કે જે મનુષ્યને બહુ જ ઉપયોગી થઇ પડે; આખું વિશ્વ ઉત્પન્ન કર્યા પછી મનુષ્યને એવા તેનામાં ગુણોને સ્થાપીને ઉત્પન્ન કર્યો કે જેથી તે આ બધી વસ્તુઓનો ઉપયોગ સારી રીતે કરી શકે; આવી રીતે જ્યારે પરમાત્માએ મનુષ્યને પ્રાણીઓમાં આટલી ઉચ્ચ સ્થિતિમાં મૂકયો છે ત્યારે જો આપણે તેને–મનુષ્ય નામના પ્રાણીને–બીજાં બે પગવાળાં પ્રાણી સાથે સરખાવીએ તો તે તદ્દન હાસ્યજનક છે, મનુષ્યને ઉચ્ચ ગિરિશૃંગપરથી ક્ષુલ્લક ખાબોચીઆમાં ફેંકી દેવા જેવું છે. એ લોકો માને છે કે આવા ઉચ્ચ અધિકારવાળા પ્રાણીને બીજા જીવજંતુઓ જોડે સરખાવતાં મનુષ્યનું હૃદય ચાલે જ કેમ; શું કોઇ સૂર્યને નાના દીપક જોડે સરખાવે છે? કદાપિ નહિ; તેમજ મનુષ્યને કોઇ બીજાં પ્રાણીઓજોડે સરખાવે જ નહિ. આ પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને કેટલાંક મનુષ્યો મનુષ્ય નામનું પ્રાણી શું છે એ જાણવાને માટે બહુ જ ઓછો શ્રમ કરે છે.

બીજાં જીવવિદ્યા જણાવતા વિજ્ઞાન ( biology ) માં પ્રવિણ થયેલા પુરૂષો આ મતને સ્વીકારતા નથી; જેઓ મનુષ્ય કેવી રીતે થાય છે, શેમાંથી થાય છે, તે અને બીજાં નીચી પંક્તિમાં મૂકાતાં પ્રાણી સંબંધીનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તેમને આવી ભૂલ તદ્દન હાસ્યસ્પદ લાગે છે. મનુષ્ય બીજાં પ્રાણી કરતાં શ્રેષ્ઠ છે તેની તેઓ ના કહેતા નથી. પરંતુ જીવવિદ્યા જણાવતા વિજ્ઞાનમાં નવી નવી શોધો કરીને તેઓ કહે છે કે મનુષ્યના અવયવો અને આ અવયવોની મૂખ્ય ક્રિયાઓ

જોતાં તે બીજાં પ્રાણી જેવું જ ભાસે છે; મનુષ્ય પણ બે હાથ-વાળું, સ્તનવિશિષ્ટ, અને કરોડવાળું જ પ્રાણી છે; મનુષ્ય બીજાં પ્રાણીઓ કરતાં મસ્તિષ્કની વધારે પ્રગતિ પામેલું પ્રાણી છે. જ્યારે આ પ્રકારની સ્થિતિ છે ત્યારે મનુષ્યની સ્થિતિનો વિચાર કરતાં પહેલાં બીજાં પ્રાણીઓની સ્થિતિનો વિચાર કરવો એ આવશ્યક છે. આપણે આજનાં વધારે પ્રગતિ પામેલાં મનુષ્યનો વિચાર કરીએ છીએ તે પહેલાં પ્રાચીનકાળનાં મનુષ્યોનો વિચાર કરીએ છીએ; બીજી કોઇપણ વસ્તુનો વિચાર કરતાં પહેલાં તે વસ્તુ શેમાંથી ઉત્પન્ન થઇ છે, શેને લીધે ઉત્પન્ન થઇ છે, અને કઇ રીતિએ પ્રગતિ પામી છે તેનો વિચાર કરીએ છીએ. વળી મનુષ્યની સામાજીક સ્થિતિ જીવવિદ્યાપર આધાર રાખે છે; તેથી તેની શારીરિક સ્થિતિનો પણ વિચાર કરવો એ ઘણીવાર આવશ્યક થઇ રહે છે. પરંતુ આપણે જગતપ્રતિ દૃષ્ટિ કરીશું તો આપણુને લાગશે કે દરેક વસ્તુને સૌથી વધારે આવશ્યક શું છે, આ આવશ્યક વસ્તુને આવશ્યક શું છે, ઇત્યાદિનો વિચાર કરવો ઘણો જરૂરી છે. આપણે ઘટનો વિચાર કરીએ છીએ તે જોડે આપણે એ પણ વિચાર કરીએ છીએ કે ઘટને માટે માટી જોઇએ છીએ, આ માટીને શું આવશ્યક છે તેનો પણ જોડે જ વિચાર કરીએ છીએ. તો સમાજને પ્રથમ આવશ્યક શું છે તે આપણે જાણવું જોઇએ. સમાજ જીવંત રહે અર્થાત્ વિનાશને નહિ પ્રાપ્ત થાય એ સમાજને પ્રથમ આવશ્યક છે; જેવી રીતે કોઇ પણ પ્રાણીને તે જાતે જીવંત રહે અર્થાત્ નષ્ટ નહિ થઇ જાય તે આવશ્યક છે. વળી જેમ તે પ્રાણીને જીવંત રહેવા માટે અન્ન, હવા, જળ આદિની જરૂર હોય છે તેમજ સમાજ—સમાજ ગતવ્યક્તિઓ-જીવંત રહે તેને માટે ઇશ્વરે જેટલી જેટલી આદ્ય જરૂરો તેને આવશ્યક કરી છે તે જરૂરો સંબંધની ઇચ્છાની પરિપૂર્ણતાની સમાજને જરૂર છે. હવે જો સમાજને જીવંત રાખવાને માટે આવી ઇચ્છાઓની પરિપૂર્ણતા આવશ્યક છે તો તેમાં કાંઇ એ સિદ્ધ થતું નથી કે મનુષ્યને પણ આવી જે ઇચ્છાઓ ઇશ્વરે તેનામાં સ્થાપી છે તેની પરિપૂર્ણતા મનુષ્યને ધર્મરૂપ છે અથવા ફરજીઆત છે. પરંતુ આવી શંકા કરનાર ભૂલી જાય છે કે મનુષ્ય સામાજીક—સદૈવ સમાજમાં જ—રહેનારૂં પ્રાણી છે.

(અપૂર્ણ)

હીરાલાલ જે. ફણીયા.

---

॥ ॐ श्रीँ ॥

# कीर्तनो.

## ब्रह्मज्योति दर्शन.

પદ. ૧ ( સત્ય ધર્મ ધારે, એ લય. )

બ્રહ્મજ્યોતિ ભાળું, સર્વમાંહિ વ્યાપી,
સ્થળ સ્થળ, ઝળહળ,
જેહના પ્રકાશે કરી આ પ્રકાશે; બ્રહ્મ૦
જે અનંત ને અપાર, જેનો સર્વને આધાર,
જેની સત્તા સ્ફુર્તિવડે, સર્વ આ વિકાસે; બ્રહ્મ૦
જેમાંથી આ સર્વ થયું, વર્તમાને જેમાં રહ્યું,
અંતમાં નિઃશેષ જેમાં આ સમાશે; બ્રહ્મ૦
લય થતાં આ પૃથક અહમ્, સર્વ સ્થળે બ્રહ્મ બ્રહ્મ,
ભાળતાં, પ્રકાશતું, ભળાય સ્વપ્રકાશે;[૧] બ્રહ્મ૦

## सत्कार.

પદ ૨ (કોઇ કાઢો જળ બહાર, એ લય,)

બંધુ! આવો આવાર, દઇએ સ્નેહે સત્કાર,
સ્નેહ સત્કાર, હર્ષ હૈયે અપાર; બંધુ.
મંદમંદ જીવનમાં નવ-જીવન લાવો,
જડ સરખામાંહિ કાંઇ ચેતન ઉપજાવો,
ઉરે દિવ્ય દીપક પ્રકટાવો,
હરી અંધકાર, આ હરી અંધકાર;—
સુકાં ઠુંઠાને નવ પલ્લવ બનાવો,
ઉખર ભૂમિમાંહિ પણ રસને રેલાવો,
વાસ્તવ નૃસિંહ શિશુ કહાવો,
તો થાઓ તૈયાર, તો તો થાઓ તૈયાર;—
શિથિલ વૃતિમાંહિ ઉત્સાહ ઉભરાવો,

---

૧ બ્રહ્મદર્શન થતાં આજે કાંઇ પ્રકાશે છે તે મારા પોતાના જ પ્રકાશવડે પ્રકાશ પામતું અનુભવાય છે.

શ્રમિત થયા હોય તેનઃ શ્રમને નિતરાવો,
આપવડે કાર્ય આવાં થાઓ;—
એ ઇચ્છાનો સાર, અમ ઇચ્છાનો સાર;—

---

## तत्त्वविचारमां स्थिर थवा प्रबोध.

પદ ૩ ( જયારે રહું હું સ્વરૂપ વિચારી, એ લય. )

તત્ત્વવિચારે મનમતિ ઠારી, અન્ય ચિંતનને રહે તું વિસારી;
બહિર્ જતી વૃત્તિઓ વારી, अहंब्रह्म રહે સતત વિચારી;—
ત્રિકાલમાં અસ્તિત્વનું જેનું, કરવું ચિંતન શાને તેનું,
કરવું ચિંતન એક જ એનું, સત્‌ચિત્ આનંદ જે અવિકારી;—
એકજ વસ્તુ અન્ય નથી કંઇ, એ જ વિચારે સત્વર સ્થિર થઈ,
નાના કલેશોને રહેવું દહી, अहंब्रह्म—ब्रह्मास्मि ઉચ્ચારી;—
દ્વૈતભાવ આ જ્યાં સુધી રહેતો, જન નવ ભયને ત્યાં લગી દહેતો,
જન્મમરણ ઘટમાળે વહેતો, નિશ્ચય અંતર્ લે એ ઉતારી;—
બ્રહ્મ એક સર્વત્ર છે વ્યાપ્યું, દઢ કરી અંતર્ જેણે સ્થાપ્યું,
જનનમરણભય, તેણે કાપ્યું, ઇહપર અર્થ સકલ નિજ સારી;—
સાવધાન થઇ તત્ત્વવિચારે, અષ્ટપ્રહર વહેવું એક ધારે,
આ જ જન્મમાં આવીશ આરે, કર્મમાત્રને સમૂલ વિદારી;—
પુનઃ પુનઃ છે એક જ કહેવું, દુઃખમાત્ર છે જેણે દહેવું,
તત્ત્વજ્ઞાન એક તેણે ગ્રહેવું, નથી એસમ બીજું હિતકારી;—

**जगन्नाथ.**

---

## संतोष.

પદ. ૪ ( જોગી ન થા રાજા ભરથરી, એ લય. )

સદ્‌ગુણ વિધવિધ વિશ્વમાં, જે જે સુખદ મનાય જી,
તેમાં સંતોષ ગણાય છે, જેનું ફલ વર્ણ્યું ન જાય જી.
સુખ જે જીવનવિષે લાવતું.

સંતોષ ને આ સુખમાં, નથી ભેદ લગાર જી,
સંતોષી જન જે તેહને, ભાસે તૃપ્તિ અપાર જી,
પરમ વિશ્રાંતિ તે ભોગવે.

સંતોષે કરી શોભતી, જેની વૃત્તિ સદાય જી,
દુઃખ ઉદ્વેગ કે વિકલતા, તેને નડે ન જરાય જી,
તૃણસમ દિસે નૃપવૈભવો.
પડતું ન પ્રતિબિંબ મુખનું, અસ્વચ્છ ખાપમાં જેમ જી,
તૃષ્ણાપીડિત ચિત્તે જ્ઞાનનું, ન પડે પ્રતિબિંબ તેમ જી,
કાં જે અસંતોષી તેહ છે.
પૂર્ણિમાનો ચન્દ્ર શોભતો, જેમ રમ્ય ગગન જી,
તેમ શોભે છે આ વિશ્વમાં, પૂર્ણ તૃપ્ત જે જન જી,
દેવો તેના ગુણ ગાય છે.
તૃપ્તિ પામ્યા જે જન કરી, સંતોષામૃતપાન જી,
અપૂર્વ ખુમારીમાં તે વહે, તેને સર્વ સમાન જી;
અખંડ નિશ્ચિંત તેહ છે.
સત્સુખસુરતરુનું દીસે. એક બીજક સંતોષ જી,
વાવો પછી તેના ફળતણા, ભરો ઉર માંહિ કોષ જી,
જન્મ સફલ જગે જાણજો.
શ્રી જ૦ દેવી.

---

## જીવને ઉપદેશ.

પદ. ૫ ગઝલ

હજારો જાતનાં ફાંફાં, અરે જીવ શીદ મારે છે ?
કરી લે એક એવું જેથી થાય જે તું ધારે છે.
હજારોની કરી પળસી, છતાંએ નિત્ય હારે છે'
કરીલે એકની તું જેથી, થાયે જે તું ધારે છે.
હજારોની ગુલામીમાં તું તુજને શીદ મારે છે ?
કરીલે એકની તું જેથી, થાયે જે તું ધારે છે,
હજારોની ગરજ તેં રાખી, તેને ત્હારી કયારે છે ?
કરીલે એકની તું જેથી, થાયે જે તું ધારે છે.
હજારોને ઉપાસ્યાથી, નહિ કો કોને તારે છે,
ઉપાસી એક પ્રભુને લે કરીશ પછી જે તુ ધારે છે,
ધરી જો એક નિષ્ઠા, એક આશ્રય, એક વારે છે,
એક ઉપેન્દ્ર પ્રભુમાં, તો પછી સર્વાર્થ સારે છે.

---

## केवल कर्तव्य प्रति लक्ष राखवा बोध.

પદ. ૬ ( પ્રભુ મુજ કૃતિમાં બહુ ખામી, એ લય )

જગતની ટીકા પ્રતિ ના જો, તારૂં તુજ કર્તવ્ય ચિત્ત પ્રો.
જગતતણી ટીકાનો જરીએ, મનથી ધરીશ ન ભો,
સન્નિષ્ઠાથી સત્કર્તવ્યે, વળ્યો જજે તું તો;—
ફલ પ્રકટે ત્યાં સુધી તારૂં કર્તવ્ય કરીશ તું જો,
ફરી ટીકા તારી કરવાની, ભૂલી જશે જગ ખો;—
તુજ સન્મતિ કરવા ઇચ્છે, જે ના કરવા કહે કો,
દૃઢ આગ્રહથી કર તે, છોડી, બીજાં કામો સો;—
બીજાની ટીકાથી ડરકું બની જરી ના રો,
સત્કર્તવ્ય અડગ પણે વહેવામાં ડરે છે શો ?—
કંઈ તો પુરૂં નથી જાણુતા, આ તે સાપ કે ઘો,
છતાં ટીકા કરવા મચતા તો તેને કરવા દો;—
બીજાને ટીકા કરવી હોય તો તે કરતા છો,
પણ હું ઇચ્છું તું કર્તવ્યે સદા સર્વદા હો;—

---

## फळनुं दर्शन नहि करनार साधकना इष्टप्रति उद्गार.

પદ ૭ (માયેચા હા પ્રસારા, એ લય. )

લાવોને નાથ ! આરે, આવોને આંજ વ્હારે,
હે...નૃહરિ ગુરો !
સ્મરી સ્મરી ભગવન્, વીતાવું આ જીવન,
થાતું ન ફળદર્શન, હે નૃહરિ ગુરો !—
સ્વધર્મ મેં મારો, બજાવ્યો છે સારો,
છતાં કેમ નાથ ! વિસારો; હે—
હારી હવે બોલું છું, અંતર આ ખોલું છું,
ઘટતું ન આ વર્તન; હે૦—
ચિંતા મને ભારી, રહે છે, એ તમારી,
રખે થતો વિશ્વે અપયશ; હે૦—

जगन्नाथ.

---

## પોતાના અંતરમાં રહેલા બળપ્રતિ લક્ષ કરાવનાર વચનો.

પદ ૮ (નથી નથી મેં કર્યું કશું, એ લય)

સીદને ઢીલા થવું પડે જો અંતરમાં બળ ભરીયું રે હાં,
શોધી ખોળી કરી હસ્તગત, તેનો કરી ઉપયોગ,
સઉના સ્વામિ થઇ કાં ન રહીએ.
તેને આપણ અધમ કહીએ, ઘરમાંહિ ધન હોય રે હાં,
છતાં દુખી રહે અને કરે નહિ, તેનો કદી ઉપભોગ, સઉના૦
તેને પણ આપણ કેવળ મૂઢમતિ માનીએ છીએ રે હાં,
ઉત્તમ ઔષધ પ્રાપ્ત છતાં નવ ખાઇને ટાળે રોગ; સઉના૦
તેને તો વળી મૂર્ખ શિરોમણિ આપણ જ્યાં ત્યાં કહેતા રે હાં,
અનંત વૈભવ પ્રાપ્ત છતાં જે લે નહિ તેના ભોગ; સઉના૦
પણ આપણને ડાહ્યા ગણીએ, દુઃખ દુઃખ દુઃખ ગાવામાં રે,
જો કે આપણો દુઃખહર વસ્તુથી છે નિત્ય સંયોગ; સઉના૦
પ્રયત્ન કરવાનો બીજાને પ્રબોધ આપણ કરતા રે હાં,
તે પ્રબોધને ગ્રહી આપણે, કરવો ઘટે ઉદ્યોગ: સઉના૦
નિજ આત્મામાં શમીને ત્યાંથી અપૂર્વ બળને ગ્રહેવું રે હાં,
સદ્ય થશે સર્વાર્થસિદ્ધિ આચરતાં એહ પ્રયોગ; સઉના૦

---

## ક્ષુદ્રસરખી વસ્તુઓ ઉપેક્ષણીય નથી.

પદ ૯ (કોઈ એક સામે એ લય.)

કોઇ એક સમે સિંધુએ કહ્યું કૂપને, વ્યર્થ જીવન આ તારૂં દીસે,
મારા જેવી નહિં ઉપમા તને આપે, જન આ સહજમાં કો વાતવિષે.
રહ્યાં મોતી અમૂલ્ય ઘણાં મારી પાસે, સામર્થ્ય મારૂં ગણાતું ઘણું,
પૃથ્વીનો ભાગ જલથી મેં રોકયો ઘણો, તારી વાત હું એવી ન કાંઇ શુણું
શુણીને આ કહ્યું કૂપે, હે ઉદધિ! નહિ રાખ મોટાઇ તારા મનમાં,
રૂપ નાનું છે મારૂં પરંતુ હું ઉપયોગી, મારા પ્રમાણમાં છું જનમાં.
વારિ અખૂટ રહ્યું તારી પાસે તથાપિ ન પીતા કો તેમાંથી જલઅંજલિ,
તૃપ્તિ પામે છે કંઇક તૃષિત જનો જગમાં મુજને જયારે આવે મળી.
વળી ધાન્ય પાકે મારા મીઠા જલે, વળી થાતી વનસ્પતિ મૂલ્યવતી,
પ્રાણપોષક અન્ન ને જલ તે હું છું, મારાથી પણ છે સુખી આ સંસ્રુતિ.
શીતકાલવિષે થઉં ઉષ્ણ અને ઉષ્ણકાલવિષે હું શીતલ થઉં,
અને એ વિધિથી મારાથી બનતું સુખ, નાના મોટા સઉને હું દઉં.

અરે વિશ્વના મોટા જનો ! તમે વિશ્વના નાના જનોને ન ઉવેખશો,
નાની વસ્તુમાં પણ તેને ઘટતી પ્રભુએ મૂકી ઉપયોગિતા તે લહેશો.
નિજ જીવનમાં નાના નાના પ્રસંગોને પણ રખે નિરુપયોગી ગણો,
વૃક્ષ ફણુસતણુમાંથી ફણુસ ગ્રહો (ને) બાજરીના ડુંડામાંથી દાણો લણો.

શ્રી જ૦ દેવી.

---

## સ્નેહમાં સર્વ કાંઈ છે.

પદ. ૧૦ ( વાલમા આવો સ્નેહેથી ભીંજીએ, એ લય. )

સ્નેહમાં કહો શાની ઉણુપ છે,
એ તો પૂર્ણ અનુપ, એ છે પ્રભુનું સ્વરૂપ; કહો૦
સ્નેહવડે વિદ્યા ભણુાય છે,
સ્નેહે ગુરુ વશ થાય;
માતપિતા આદિ સંબંધિઓ,
એક સ્નેહતણા તંતુથી જોડાય,—સંધાય; કહો૦
સ્નેહથી સંસાર સુધરે,
જીવન દિવ્ય બની જાય;
દાંપત્ય ધર્મ તવ ખીલતાં,
રુડી રીતે ગૃહસ્થાશ્રમમાંહ્ય—વહાય; કહો૦
સ્નેહવડે દેવો વશ થાય છે,
સ્નેહે વૈરી વશ થાય;
સ્નેહવડે ચિંતન જેનું થતું,
તે પદાર્થ નિકટ આકર્ષાય,—પમાય; કહો૦
ભક્તિ પણ સ્નેહથી સધાય છે,
મંત્રયોગાનુષ્ઠાન,
સર્વસ્વ સ્નેહથી ત્યજાય છે,
સ્નેહે થાતું તત્ત્વાનુસંધાન,—ધ્યાન; કહો૦
નિત્ય મુક્ત તેહ પ્રભુ સ્નેહથી,
ઉપાસકથી બંધાય,
સઘળું સધાવનાર સ્નેહને,
સાધો સાધકબંધુસમુદાય,—સદાય; કહો૦

---

## લક્ષણાવૃત્તિને પ્રભુમાં શમાવવા પ્રબોધ.

પદ ૧૧ ( પ્રભુથી લગાવી દે તું તારી, એ લય. )

પ્રભુમાં શમાવી દે તું તારી, આ લક્ષણા, પ્રભુમાં શમાવી દે તું તારી.
વિષયની પ્રીતિને નિવારી; આ૦
હૃદયપ્રદેશે તું સ્થિર થઇ આજે,
ત્યાં ક્રમે ક્રમે જાજે, રાજે જ્યાં રુડા વિશ્વવિહારી; આ૦
પ્રભુભક્તિસરિતે, ધરીને પ્રેમ નહાજે,
સર્વાંગે શુદ્ધ થાજે, સ્હાજે તું પ્રભુપદ મલહારી; આ૦
તુજ દેહોદ્યાને, આત્માતરુ ઉગાડી,
આ જીવત્વની ઝાડી, ઉખાડી દે તું સદ્ય યત્ન ધારી;
બાહ્ય સાધુતા, ધરી ન બન ઢોંગી,
અક્ષયપદભોગી, સંયોગી તત્ત્વે થઇને, રહે જારી;[1] આ૦
જનિમૃતિકેરી, આ શૃંખલાને ભાગી,
સ્વરૂપે રહી રાગી, વિરાગી થઈ, ન પીજે મોહવારિ; આ૦
મેળવ પ્રયત્ને, તું બ્રહ્મધનરાશિ,
નૃહરિને ઉપાસી, અવિનાશી તને ચઢશે ખુમારી; આ૦

શ્રી જ૦ દેવી.

---

## કર્તવ્યશીલ મનુષ્યનું પોતાના સંગીને સૂચન.

પદ. ૧૨ ( ભર દરીયે હોય છોડવો તો, એ લય. )

ઠેઠ સુધી રહેવું ન હોય તો સંગી મારા કો થશો મા,
અધવચ્ચે આવી ઢીલા બની, ઢીલા કરવા અન્યને—
હોય તો ભળવાનું મિથ્યા, ડોળ એ દેખાડશો મા; ઠેઠ૦
સંગી થઇને જો પછી, બખડાટ કરવો હોય તો—
તો અમારી સાથ ભળમાંહિ નામ ગણાવશો મા;— ઠેઠ૦
વાત મોંની માત્ર કરવી હોય જો મીઠી મીઠી,
તૃપ્ત છું એનાથી, વાતોનાં વડાં ખવડાવશો મા;— ઠેઠ૦
શિરસાટે કામ કરવા કેરી ઇચ્છા હોય ના,
મોરનું પીછું લઇ રણમાં ઝઝુમવા આવશો મા;— ઠેઠ૦
જો મમતા ન ઉપજે જો, કંઇ પ્રીતિ પ્રકટે નાહે,
તોય મિથ્યા મહિ ભળીને 'મેંબીડીચ' કે'વડાવશો મા;— ઠેઠ૦

---

૧ તત્ત્વની સાથે થઇને અક્ષયપદનો અખંડ અનુભવ કરનાર થા.

થાશે અમારા સંગી જે કર્તવ્યના રસિયા હશે,
સ્પષ્ટ કહું છું અન્યને જે, આવશો મા આવશો મા;— ડેદૈ૦

---

## શ્રદ્ધાપૂર્વક પ્રસન્ન વદન રાખ.

પદ. ૧૩ (મારે મન એ ન અધિક, એ લય.)

વીર ! રાખ તું વદન પ્રસન્ન,
રક્ષણ પ્રભુ કરતા અષ્ટ પ્રહર, એવો નિશ્ચય ધર બલવત્તર,
ચિંતા કરી નેત્રે તું જ જળ ભર; વીર.
ચિંતન ભૂત ભાવિતણું નવ કર, હુંપણું સઘળુ ઉરથી વિસ્મર,
જીવનદોરી દઈ પ્રભુને કર; વીર.
જો ! નૃસિંહ મહેતાનું જીવન, કેવું પ્રભુએ રાખ્યું છે ‘ પણ ’
તેમ તે પ્રભુ કરશે તારૂં પણ; વીર.
જણે ગ્રહ્યું સાચું ઈશશરણ, તેને ન કદી ભૂલે ભગવન્,
આવડતું ન પ્રભુને વિસ્મરણ; વીર.
જો ! અંબરિષ દુર્વાસાનો પ્રસંગ, કહે કેવો પ્રભુએ રાખ્યો રંગ,
તદ્દત તુજને પણ કરશે ઢંગ; વીર.
રહે જે કહું છું નિર્ભય નિઃશંક, શિર મૂકી દઈ પ્રભુ કેરે અંક,
કેવલ શ્રદ્ધા રાખી તુ જ સંગ, રહે નિત્ય પ્રસન્ન પ્રસન્ન;

**પ્રમીલા બહેન.**

---

## તત્ત્વાનુભવ કોણ કરી શકે છે.

પદ. ૧૪ ( ભાળું પ્રેમે ભરેલું, એ લય. )

તેણે તત્વ નિહાળ્યું,
સ્વરૂપે જેણે દશ્ય સમગ્ર ઓગાળ્યું; તેણે૦
હણી ભેદ નાના, જીવપણાના, એકત્વમાં મન ઢાળ્યું,
અંતરથી જેણે દ્વૈતના ભાનને ટાળ્યું,
જાણ્યું ન જેણે સ્વરૂપ નિરાળું; તેણે૦
વિવેક વિરાગનો ઉરથી સજીને, વાસનાનું બીજ બાળ્યું,
સંકલ્પ કેરા સ્ફુરણને ઉઠતું ખાળ્યું,
મિથ્યા અહંને જેણે પ્રજાળ્યું; તેણે૦
ત્વય ઇદમ્ ટાળ્યું, જીવત્વ પ્રજાળ્યું; જ્યાં માયાનું આવરણ કાળું,-

તે સ્થાને એક ચૈતન્ય વિલસેલું ભાળ્યું,
સર્વાંશ તેમાં ચિત્ત પખાળ્યું; તેણે૦
નરહરિ ગુરુકળે, મન નિજ યત્ન બળે, વિષયે જતું પાછું વાળ્યું,
ચિદ્દરવિ રશ્મિથી બાહ્યાંતર જેણે ઉજાળ્યું,
ઉપેન્દ્ર પદે રહીને શ્રદ્ધાળું; તેણે૦

## સ્ત્રીજાતિના અજ્ઞાનનો હેતુ.

પદ. ૧૫ ( સદ્દગુરુ તેને શું કરે, એ લય. )

પત્ની પછી શું કરે, જો ન આપે પતિ કાંઈ જ્ઞાન,
એક વેલિને લાવીને માળીએ પછી પાણી ન પાયું લેશ,
સુકાઈ તેમાં તેનો વાંક શું રે, એનો માળી મળ્યો જ્યાં નેશ;-પત્ની૦
એક પશુને બાંધ્યું બારણે પછી પોષ્યું ન આપી ઘાસ,
પાલક થઇ તેણે વાળીયું રે, નિજ પશુ કેરૂં સત્યાનાશ;- પત્ની૦
વાદ્યંત્ર તો આણ્યું પછી તેને નાંખી મુકયું ખુણામાંહ્ય,
સમય આવે રુડું ન બોલીયું રે, એમાં દૂષિત શું વાદ્ય ગણાય?-પત્ની૦
હાથ ઝાલીને સ્ત્રી લાવીને પછી નાંખી ઘરની માંહ્ય,
લક્ષ ન આપ્યું સુધારવા રે, પછી કયાંથી તે સુધરી જાય;-પત્ની૦
સ્ત્રીદ્વારા વિધવિધ કાર્ય કરાવવા ઇચ્છે પતિ હંમેશ,
પણ તે કાર્ય કરવાતણું રે, જ્ઞાન પતિ નવ આપે લેશ;- પત્ની૦
લઢયે વઢયે ઝઘડ્યે કદી નવ મળતું સ્ત્રીને જ્ઞાન,
અકળાયાવિણુ પ્રીતિ ભાવથીરે, ક્ષણુ ક્ષણુ સમજાવ્યે થાય જ્ઞાનભાન;
પામી પતિએ દીધેલ જ્ઞાનથી, મૈત્રેયી બ્રહ્મજ્ઞાન,
સમર્થ પતિના પ્રભાવથી રે, પત્ની હણી શકે નિજ અજ્ઞાન;-પત્ની૦
સંપૂર્ણ દોષ ન સ્ત્રીતણો જો હોય તેહ ગમાર,
મુખ્યત્વે સ્ત્રીના અજ્ઞાનનો રે, નિજ પુરુષને માથે છે ભાર;-પત્ની૦
કરવી કુશલ નિજ પત્નીને, કાર્યમાં રાખી સાથ,
કરવી નિપુણ વિધવિધ રીતે રે, એ છે સુશીલ પતિને હાથ;-પત્ની૦

શ્રી જ૦ દેવી.

---

## અસ્થિરતાનો અનુભવ કરનાર અભિમાનીની સ્થિતિનો પરિચય.

પદ ૧૬ ( ઘરની શોભા છે ઘરવાળી, એ લય )

આ શું અન્યાશ્રયી મન થાતું? ઉરમાં સ્પષ્ટ ન એ સમજાતું,
આજ લગી જેના આશ્રયમાં, ફરતું થઇ મદમાતું,

તે આશ્રયને કંદંક શિથિલ ગણી, બીજે તો ધાતું ? ઉરમાં૦
એક સમર્થ પ્રભુ જાણીને, મૂકયું ચરણે માથું,
વિવિધ કામનાવશ થઇ એ બીજે તો નથી ફસાતું ? ઉરમાં૦
નિજ ઉપાસ્યનું સ્મરણ શિથિલ કરી, અન્યની મૂર્તિ ધ્યાતું,
શું કંઇ વિધ વિધ સિદ્ધિકાજે અન્ય વિષે લોભાતું ? ઉરમાં૦
પ્રગતિ મારી અટકી લાગે, આગળ નથી જવાતું,
એહ વિચારે અન્યાશ્રયમાં શું આ મન મેહાતું ? ઉરમાં૦
સર્વ શિરોમણિ કેરૂં શરણુ (મેં) લીધું મન એમજ ગાતું,
બીજી વાતની પેઠે એ પણ મનની મિથ્યા વાતું ? ઉરમાં૦
આ સાધુ કે તે આરાધું, એમ ઉરે થઈ જાતું,
દેવ આપશે, દેવી આપશે, શું ? જે મન આ ચહાતું ? ઉરમાં૦
હે મન ! વિનવું તુજને કંઇ પણ, સમજણુવાળું થા તું,
ઉપેન્દ્ર નરહરિ પદમાં નિશ્ચલ, થઈ રહેજે અખિયાતું; ઉરમાં૦

---

## सुदामाख्यान.

પદ. ૧૭ ( જો જો સખિ ! આ રહ્યો પેલો, એ લય. )
માગ્યાવિના પ્રભુ દેતા, એ ભક્તને, મન માગ્યું દેતા,
તેથી દયાનિધિ કહેતા, આ લોક સઉ, દયાનિધિ કહેતા.
સાચી નિષ્ઠાથી સેવી પ્રભુને, આપે જે ભીડ તે સહેતા; એ૦
ચાહ્ય તેવું કષ્ટ આવે માથે છતાં રડી, બીજા આગળ નથી કહેતા;
નરહરિનાથ સદા આવ્યા છે ધાઇને, સ્મરતા જ્યારે નૃસિંહ મહેતા;
અનન્ય ભાનથી ભજનારના એ, દુઃખમાત્રને સદા દહેતા;—
સાચા પ્રભુને ખરી રીતે વિશ્વમાં, કોઇક સાચા ભક્ત લહેતા;—
જેને દેવાનું ચહે તેનું પહેલાં હરિ, સર્વસ્વ તો હરી લેતા,—
આખર પોતાનાને કરુણાલુ એહ પ્રભુ, આપ્યા વિના નથી રહેતા;—

... ... ...

( દોહરા. )

યાચ્યાવિણુ પણુ જેમને, આપ્યું ઇચ્છયું અમીત,
એવું સુદામા ભક્તનું, શુણુજો પુણ્ય ચરિત.
સર્વૈશ્વર્ય સમેત શ્રી કૃષ્ણતણા જે મિત્ર,
બાલ સ્નેહી ગુરુ બંધુ જે, સદાય પરમ પવિત્ર.
દૈવી સંપત્તિ સમન્વિત સુદામા વિપ્ર,

પણ લૌકિક સંપત્તિમાં, હતા અતીવ દરિદ્ર.
યથા પ્રાપ્ત સ્થિતિમાં રહે, સદા સર્વદા તૃપ્ત,
એક પ્રભુ ભક્તિ વિષે, રહે સદાય અતૃપ્ત.
વહેતા આ સંસારમાં, પાળી અયાચક વ્રત,
વિવિધ ઇષણાઓ થકી, ઉરથી રહી નિવૃત્ત.
પતિવ્રતા હતી તેમને સુશીલ પત્ની એક,
બાલક, પ્રભુએ કરી કૃપા, દીધાં હતાં દશેક.
દરિદ્રતાનો દેવ પણ, જ્યાં રહેતાં લજવાય,
એવા નિજ આશ્રમ વિષે, રહેતા તેહ સદાય.

( ચોપાઈ. )

ઝુંપડી હતી એક જીર્ણ સરીખી, જેની એકે ભીંત ન આખી,
બે ત્રણ દ્વાર હતાં વળી તેને, પણ સાંકળ નહોતી એકેને,
છાપરામાંથી તેજ આવતું ઝાંખું, નળીયું એકે હતું નહિ આખું.
અખંડ ધુળની વૃષ્ટિ થતી, વાયુથી ઝુંપડી કંપી ઉઠતી.
ખુણે એક ખાટલો હતો જે, ફાટી પાટી, તેના પાયા બે.
ઘરમાં હાલ્લાં હતાં સત્તાણું[1], બે ફુટેલાં ને એક કાણું,
ઠીંબ હતી એક કાના ફુટેલી, એકાંતરા વ્રત નિયમ લીધેલી.
ઋષિનું વસ્ત્ર હતું બહુ મેલું, જ્યાંથી જુએ ત્યાંથી ફાટેલું,
રાત્રે તો અર્ધું પહેરતા, અર્ધું બાલકને ઓઢાડતા.
પત્ની પણ અર્ધું પે'રતી, અર્ધું બાલકને ઓઢાડતી.
કદી મળતું શેરેક અનાજ, લઢી મરતાં બાલક તે કાજ.
એક કહે ખાઉં હું આજે અતિ, ગઇ કાલે મેં ખાધું નથી.
બીજું કહે તું શેનું ખાય, ત્રણ ઉપવાસ જ મારે થાય.
એક બીજાનું તે ઝુંટવે, માતા બિચારી જોતી રુએ,
છેવટ બાલક ભૂખ્યાં સુએ, જોયું જાય ન, તોએ જુએ.
અંતરમાં દુઃખી બહુ થતી, વળી મન મારી રહેતી હતી.
પતિને કદી તે આવી કહે, પણ પતિ કેવળ સાંભળી રહે.
પ્રભુને પણ કહેતા નહિ જરી, કહે દેવિ ! સ્મરજો હરિ હરિ.
પ્રભુની દૃષ્ટિમાં આવશે, જે જોઇશે તે મોકલાવશે.
એક દિવસ સઉ બાળક મળી, ભુખથકી ઉઠયાં કળકળી.
જેમ તેમ કરી સઉને સમજાવી, પાણીને લોટ દીધાં પીવડાવી.

---

[1] ત્રણુ.

પણ માનું હૈયું હેતાળ, ભરાઇ આવ્યું તેથી તત્કાળ.
ધાર્યું, રખે વળી ઉઠશે જાગી, પાછલા દ્વારથી જઇ જરી આઘી.
અંતરથી તે શકી ન સાંખી, અવિધિ વચનો વદવા લાગી.

सुदामापत्नी—

પદ. ( શું કહું કથની મારી, એ લય. )

દારિદ્રનું દુઃખ ભારી હાય, દારિદ્રનું દુઃખ ભારી.
શું કહેશે જીભ મારી, હાય, દારિદ્રનું૦
માતા હું થઇ, પણ બાલકને, પોષણ દઇ નથી શકતી,
તો પછી બીજું તે હું તેમને, શું દઇ શકનારી હતી ? હાય !—
હેત આણી મેં બાલુડાંને, પ્રભાતમાંહિ ઉઠાડયાં,
તેની તે હું તેણે તેમને, ભુખ્યાં તરસ્યાં સુવાડયાં; હાય !—
વીંછણ પણ મારાથી સારી, જે બાલકને કાજે,
પોતે મરતી, પણ તેનાથી, હું નિષ્ઠુર થઇ આજે; હાય !—
અરે વિધાતા ! તુજને મુજ બાળક ઘડતાં આવડતાં,
પણ તેને કાજે એક રોટલો, તને ન આવડયો ઘડતાં; હાય !—
પાછાં બિચારાં ભુખ્યાં ઉઠશે, સ્હવારનો પો'ર થાતા',
તે જોવા પહેલાં તો મુજને, દેજે મોત વિધાતા ! હાય !—

[ દોહરા. ]

આ વિધિ જ્યારે તેહ સ્ત્રી, કરતી હતી કલ્પાંત,
બીજા દ્વારે તે ઋષિ, બેઠા'તા થઇ શાંત.
સ્ત્રીને ઉર પ્રકટયું હતું, અવધિરહિત જય દૈન્ય,
ઋષિનું અંતરૂ તે સમય, વિચારતું તું અન્ય.
રડતી બીજે દ્વાર સ્ત્રી, ત્યારે નિજ મન માંહ્ય,
આ વિધિ વિચારતા હતા, ત્યાં બેઠા ઋષિરાય.

सुदामा— પદ. ( છેક ન આળ ધરેરે—એ લય. )

અયાચક વ્રત તુલ્ય ન વ્રત કોઇ વિશ્વમાં,
હું તે ધારી રાખું ઉર અખંડ જો,
નિઃસ્પૃહનો પણ નિઃસ્પૃહ હું થઇને રહ્યો.
મારે મન છે તુચ્છ સકલ બ્રહ્માંડજો; અ.
ઈન્દ્રાદિક પણ મુજ ઇર્ષ્યા કરતા હશે.
ભલે હોય ને તેને વિભવ અનંત જો,
દીન થતા તે પણ દેવાદિક આગળે,

તેનાથી સારો હું યદ્યપિ જંન જો; અ.
જળ પીવા પ્યાલું શા માટે માગવું,
ખોબાથી પણ જ્યારે જલ પીવાય જો;
ઉપાધિકારક શીદને શય્યા જોઇએ,
સ્વસ્થ પણે જ્યાં ભૂમિઉપર સુવાય જો;અ.
મોટા મોટા આલયનું શું કામ છે જ્યાં.
ગુહાવિષે જઇ નિવૃતિએ રહેવાય જો;
સર્વ સ્થિતિમાં સમભાવે રહી સર્વદા,
સુખપૂર્વક પ્રભુગુણ સુદામો ગાય જો; અ.
આ વિધિ વિચારતા હતા, પત્ની આવી પાસ,
દીન વચનથી બોલી ત્યાં, રાખી મુખ ઉદાસ.

---

## સુદામાપત્ની.

પદ (સીતાના મહિનાનો લય)

મારા સર્વસ્વ સ્વામિનાથ ! હું નમી નમી વિનવું,
નથી આવી પ્રભુ હું અહિં, કશું કહેવા નવું.
સ્થિતિ જાણો છો સઘળી નાથ ! બાળક ભૂખ્યાં ટળવળે,
એ તો મુજથી ન જોયું જાય, થશે કાલે શી વલે.
આ ભીખારણ માગી ભીખ, બાલકને ખવાડતી,
હું તો તેથી પણ છું નિકૃષ્ટ, બાલક ભૂખ્યાં રાખતી.
આ ચકલી લાવી ચાંચમાંહ્ય, બચ્ચાંઓને પોષતી,
મારાં બાલુડાંને હું હાય ! ભુખે મારી શોષતી.
પેલી કીડી પણ કણ લાવી બાલકનું પોષણ કરે,
હું સ્ત્રી સરખી સ્ત્રી તેનાં બાળ, આજે તો ભુખે મરે,
પેલી કુતરીનાં બચ્ચાં વાત કરે પરસ્પર મળી,
'આજે ખાધું અમુક, અને કાલ, અમુક ખાશું વળી.
હું તો કુતરીથી પણ નેષ્ટ, મારાં બાલ બોલીયાં,
'તને ખાધે થયો દિન એક તો મારે બે થયા.
નવ અધિક વદીને, ત્રાસ, હું તમને આપતી,
કંઈક એવું કરો જેથી અન્ન ખાયે મારી સંતતિ.

[ દોહરા. ]

આર્દ્ર હૃદય ઋષિનું થયું, શુણતાં ઉક્ત વચન,
પણ મન સ્વસ્થ કરી વદ્યા, મુજથી થાય શું અન્ય?
કદી યાચવા હું નથી જતો કોઇપણ સ્થાન,
કહો શી રીતે લાવું હું, બાલ માટે ધાન્ય?
મુજ અયાચકવ્રત કદી, મુજથી નહિ તોડાય,
હાથ પસારી મુજથી, કદાપિ નહિ મંગાય.
રંક આપણાં બાલમાં, મારો પણ છે પ્રેમ,
તેનું હિત કરવા કહો મારે કરવું કેમ?

[ છપ્પો. ]

સુદામાપત્ની—હાથ જોડી કહું નાથ, પ્રેમ બાલકપર સાચો,—
હોય કદી તો કોઈ દ્વારપર જઇને યાચો,
નથી યાચવામાંહી, કાંઇ બ્રાહ્મણને નાનમ,
પ્રાણુ જવાની વેળ થતાં 'પણ' જાયે ન્હાનમ;—
કૃષ્ણે 'પણ લીધું' હતું, શસ્ત્ર ન ગ્રહેવું હાથમાં,[1]
પણ તે 'પણ મૂકયું હતું, ભીષ્મપિતા સાથમાં.

સુદામા—પણ એ તો શ્રીકૃષ્ણ, જેમણે ગિરિવર તોળ્યો,,
પણ એ તો શ્રીકૃષ્ણ, જેમણે જલનિધિ ડોળ્યો,
પણ એ તો શ્રી કૃષ્ણ, જેમણે પીધો દાવાનલ,
ક્યાં એ પ્રભુ સમર્થ, અને ક્યાં રંક હું દુર્બલ.
ભીષ્મપિતાએ જે લીધું, 'પણ' તે સિદ્ધ કરાવવા,
ભક્ત વત્સલ થઇને પ્રભુ–એ ગ્રહ્યું શસ્ત્ર ઉગામવા,

સુદામાપત્ની—તો તો સ્વામિનાથ ! આપ પણ છેક ન દુર્બલ,
અદ્યાપિ છો રહ્યા, એક નિજ ટેકે નિશ્ચલ,
કષ્ટ કોટિધા સહો, તથાપિ લેશ ન ચળતા,
લઘુરૂપે તો આપ કૃષ્ણને દીસો મળતા,
દયાળુ શું બનશો નહિ, મારી વિનતિ સ્વીકારવા ?
પુત્રવત્સલ થઇને તમે, જશો ન એટલું યાચવા?
'પણ' નહિ ચૂકો આપ, પરંતુ સ્વધર્મ ચુકશો,
ગૃહીરૂપ હજી આપ, કહો અમને ક્યાં મૂકશો,
ગૃહસ્થનો છે ધર્મ, પાળવાં નિજ આશ્રિતને,

---

૧ યુદ્ધના સમયે.

જો તે નહિ સધાય, દોષ શિર સ્વધર્મરતને;
'પણુ' ના પ્રાયશ્ચિત્તને, દાનવડે ધોજો તમે,
નિજનાં જો ન પળાય તો, વ્યર્થ રે'વું આ આશ્રમે.[1]

( દોહરા. )

આ આદિ વચનો શુણી, ઋષિ ઉર કરે વિચાર,
ખરૂં ધર્મ સંકટ થયું, દિસે ન એકે પાર.
દિસે ન એકે પાર, ગૃહીનો ધર્મ બગડશે,
અરે ! આટલે વર્ષે, શું મારે યાચવું પડશે ?
જણાય તેને એમ ઉભયનો છે તે ઋણી,
ઋષિ ઉર કરે વિચાર, વચન આ આદિ શુણી.
પ્રતિકૂલ સ્ત્રીથી થવું, મને કર્યું ન કબુલ,
તેથી પૂછ્યું પત્નીને, શું કરવું અનુકૂલ ?

**સુદામાપત્ની—** પદ. ( વૈષ્ણવ પ્રાણુ થકી મને પ્યારા, એ લય.)

આપને, શ્રીકૃષ્ણ સાથે છે નેડો,
કૃષ્ણ લાવશે કષ્ટનો નિવડો;—
હજાર દ્વારે જવાનો મિથ્યા કરશો ન નાથ ! બખેડો,
એક સમર્થના દ્વારે જઇને, આણો ઉપાધિનો છેડો;—
શ્રીકૃષ્ણ પાસે જઇને યાચી, દુઃખ આ સર્વમાં ફેડો,
પૂર્ણ પુરુષોત્તમ. અંતર્યામી એ, પાર ઉતારશે બેડો;—

( મરાઠી સાખી. )

વિપ્ર સુદામા શુણી આ વચનો, અંતર્માંહિ વિચારે,
ચાલ, આટલું કહે છે તો વળી જાઉં શ્રીકૃષ્ણ દ્વારે,
બહુ દહાડે મળશું, જૂનું જૂનું કહીશું સાંભળશું.
પોતે તો છે પ્રકટ પ્રભુ, જાણે સઉના રગરગની,
ઉતારવી મારે તો મિથ્યા, પનોતી મારા પગની,
ચાલો તીર્થ થશે, પ્રભુશ્રી મળશે બહુ વર્ષે.

( દોહરા. )

આમ વિચારીને પછી, સ્ત્રીને કીધું એમ,
વૃથા ન ચિંતા સેવશો, કરશે પ્રભુ સઉ ક્ષેમ,
તારી પ્રબલ વૃત્તિ થઇ, તો તે માર્ગ ગ્રહીશ,
પ્રભુ ઇચ્છા તો જાણજે, જરૂર પ્રભાતે જઇશ.

---

૧ ગૃહસ્થાશ્રમમાં.

( ચોપાઈ. )

સુશીલ પત્ની પ્રમોદ પામી, પતિને પ્રેમવડે શિર નામી,
કહ્યું, ' અનુચિત કાંઇ આવેશમાં, પ્રિયતમ ! કહ્યું તો કરજો ક્ષમા,
મારે અર્થે ન શ્રમ આપતી, જાણો છો મુજ મનની સ્થિતિ,
પછી તે સુઇ રહ્યાં દંપતી, સ્વસ્થ નિદ્રા કોને આવતી નથી.

( દોહરા. )

પ્રભાતમાં પો' ફાટતાં, કુકડે કર્યો પુકાર,
ત્યાં તો ઋષિ સત્વર ઉઠયા, થાવાને તૈયાર.
નિત્યકર્મ પરવારતાં, ઋષિ ઉર ઉઠયું એમ,
ખાલી હાથે તો પ્રભુનિકટ જવાય જ કેમ.
એમ વિચારી પત્નીને, કહ્યું કાંઇ ઘરમાંહ્ય,
હોય મને તે આપજો, ધરવા પ્રભુને પાય.
વળી પ્રભુનાં બાલકો, આવી બેસે પાસ,
તેને પણ કંઈ આપવું, એ છે નીતિ ખાસ.
પત્ની જઇ ખોળી વળ્યાં, સઘળું ઘરની માંહિ.
પણ ન જણાયું તેમને, દેવા સરખું કાંઇ.
નિજ પાડોશણ પાસ જઇ, કહે છે ' મોટી બહેન !
પતિ પ્રવાસે જાય છે, ઘરમાં કાંઇ છે ન.
ઉછીતું કાંઇ મુજને, આપો થોડું અનાજ,
પાછું તમને દઇશ હું, આજે પડતાં સાંજ. "
તેણે તેને આપીયા, ઘરમાંથી તાંદૂલ,
ઋષિપત્ની લઇ આવી તે, થતી પ્રફુલ્લ પ્રફુલ્લ.
ફાટયા તુટયા ચીંથરામાં બાંધ્યાં તાંદૂલ,
કહ્યું, પ્રભુને અર્પજો, પુષ્પ પાખંડી તુલ્ય.
આ વિધિ તૈયારી કરી, પત્નીએ તત્કાલ,
જવા સમય ચોપાસ ત્યાં, વીંટાઇ ઉભાં બાલ.
દીન સરીખાં તે હતાં, દુર્બલ ને કંગાલ,
પિતાપ્રતિ કરજોડીને, બોલ્યાં ધરી ઉર વહાલ.

બાલકો.— પદ.

પાછા વહાલા ઓ તાત ! વહેલા આવજો,
અમારે કાજે કંઈ સાથ, લેતા આવજો.
અમારા પ્રભુને પ્રણિપાત, કરતા આવજો,

લઈ આવજો અમકાજે સારાં ખાવાનાં જે
સારૂં સારૂં કંઇક લાવજો, અમારી બાકાજે,
દ્વારામતી જઇને આજે, વહેલા આવજો.
અમને ગમશે નહિ અહિં, વહેલા આવજો.
સહુને કાજે કાંઇ કાંઇ, લેતા આવજો.

[ દોહરા. ]

હૃદય ભરાયું ઋષિતણું. સુણી બાલકનાં વેણ,
ચિત્ત દ્રવ્યું નિરખી ઉભાં, નાનાં ભાઇ બહેન.
હૃદયે ચાંપ્યાં સર્વને, મૂકી મસ્તક હાથ,
અંતરથી ઋષિ રડી ઉઠયા, જોઈ બાલ અનાથ.
માતાએ પછી મોકલ્યાં, સહુને રમવાકાજ,
પછી જવા તત્પર થયા, શ્રીદામા ઋષિરાજ.
પત્નીએ ચંદ્રક કર્યો, પછી ઋષિને ભાલ,
કર જોડી ચરણે પડી, બોલી ધરી ઉર વહાલ.

**સુદામાપત્ની**—પદ. ( કોમળ કાયા કાંકરમાવો, એ લય. )
શીઘ્ર મનોરથ સિદ્ધ કરીને પધારજો પ્રભુ ! પાછા,
**સુદામા**—કૃષ્ણ કરુણા સિદ્ધ કરી તુજ આર્દ્ર હૃદયની વાચા,
એક આશરો વિશ્વંભરનો, ગ્રહેશો નવ આધાર અવરનો.
એ વિણ સઘળી કાચા; શીઘ્ર.
**સુદામાપત્ની**— નિશ્ચય જાણું પ્રભુ પૂરશે, ઉરની ઇચ્છા મારી,
કરુણા દૃષ્ટિ પ્રભુ ફેંકશે, જે સંપદા દેનારી;
એકજ એ છે સમર્થ દાતા, આપણને દેશે સુખશાતા.
**સુદામા**— ભાવ હશે જો સાચા; —
પછી પ્રસન્ન વદનવડે, ઇષ્ટ સ્મરી ઉર માંય,
શ્રીદામા દ્વારામતિ પ્રતિ સવેગે જાય.

( અપૂર્ણ. )

## वास्तव सत्यना अनुभवकाले साधकना उद्गार.

પદ. ૧૮ ( હવે મને હરિનામનો નેહ લાગ્યો, એ લય. )
હવે મને સત્યનો પંથ હાથ લાગ્યો,
મારા અંતરૂમાં કોઈક જાગ્યો રે; હવે.
સત્ય જાણીને મેં અસત્યના પંથમાંહિ, આજસુધી પ્રયાણ કીધું,
નેત્રથી દેખતો જે, બુદ્ધિમાં લેખતો જે, તેને જ સત્ય માની લીધું રે; હવે૦

આજસુધી હું તો જગતમાં સર્વને, જડ અને જીવરૂપે જોતો,
સત્યના પંથે પળતાં જણાયું મને જે એકે,અણુ નથી ચૈતન્યવિણુ હોતોરે;—
આજસુધી મેં તો દઢપણે માન્યું જે, મનુષ્ય છે મર્યાદિત વ્યક્તિ,
સત્યના શિખરે ચઢી જોતાં જણાઈ સઉમાં, પ્રભુની અમર્યાદ શક્તિ રે;-
અદષ્ટ હેતુથી બંધાયો જીવ એવું, માન્યું હતું મેં આજસુધી,
સત્યના અનુભવે જોતાં જાણ્યું જે જીવને, જીવવિણુ બંધનકર્તા કો નથીરે;
દુઃખ ભય શોક મૃત્યુ આદિ વિકારોથી, જાણ્યું મે જગત્ ભરેલું,
સત્યની દષ્ટિવડે જોતાં જાણ્યું જે એમાં, સત્‌ચિત્‌આનંદ છે વ્યાપેલુંરે;—
બહિર્ પ્રદેશના અનુભવમાં છે, જ્ઞાન રહ્યું એમ જાણ્યું,
વાસ્તવ જ્ઞાન તો અંતર્ગુહામાં રહ્યું, સત્યવડે એવું મેં પ્રમાણ્યું રે;—
આજસુધી મેં જાણ્યું, મનુષ્ય સ્વયત્નથી, સત્યનો માર્ગ શોધી શકતો,
વસ્તુતઃ ગુરુસહાયવિણુ માર્ગમાં, ઘડીએ ને પલકે તે અટકતોરે;—
ઉપેન્દ્રસદ્‌ગુરુઅનુગ્રહ થાતાં, વાસ્તવ સત્ય તે લહાયું,
અનુભવવા યોગ્ય અનુભવે આવ્યું અને, જાણુવાનું સઉ જણાયું રે;—

---

## કેટલાંક અંટોળકાટલાં.

પદ. ૧૯ ( આયા કરો હધરભી—એ લય. )

આવો થોડાં ગણાવું હું અંટોળ કાટલાં,
કામ કરવું જેમને ન આખા જન્મમાં,
છતાંય હોય વાતમાંહિ પૂરા ભાટલા;[1]
જાણો એ નામાંકિત છે અંટોળ કાટલાં.
અન્યને ઉપદેશવામાં જે શુરા પૂરા,
આચારમાં મૂકવામાં જે છે થંડા માટલાં; જાણો.
દૈવત ન હોય તોય અગ્ર આવીને,—
ચહે મૂકાવવા તે સઉથી પહેલા પાટલા; જાણો.
જે ચકોર અન્ય કેરૂં છિદ્ર જોવામાં,
અને જુએ ન વસ્ત્ર નિજ વહેંત ફાટલાં; જાણો.
પૈ ન ખરચે અન્ય કાજે, તોય પાથરે,
પારકાને ત્યાં નીરાંતે જેહ ખાટલા; જાણો.
ઇચ્છશો તો વળી ગણાવીશ બીજાં ફરી,
હાલ તો હું માત્ર ગણાવું છું આટલાં; જાણો.

---

[1] ભાટ.

## वर्तमानकालमाहात्म्य.

પદ ૨૦ ( આજ કરી લો, એ લય. )

કંઇક વિચારો, કંઇક વિચારો, કયો કાલ સુખપ્રાપ્તિકાજ,
વિચારી જોતાં સહજ જણાશે, વર્તમાન છે એક જ આજ.
ચિંતન કદી ભૂતકાલનું ઉપયોગમાં નહિ આવશે,
ભાવિતણું ચિંતન વળી, સુખ શાંતિ સાચી ન લાવશે;
હૃદયે શુભાશા રાખવી, ભાવિતણી એ શ્રેષ્ટ છે,
કર્તવ્યમાટે ઉભય એ સમયો પરંતુ નેષ્ટ છે;— કંઇક૦
જન્મીયો જન્મીશ એ ચિંતને જો ક્ષુધાર્થિ રહીને કદી,
ના પ્રાપ્ત ભોજનને જમે તો ભૂખ તેની નથી જતી;
આ વર્તમાન તણો સમય સંગી રહ્યો છે આપણો,
હરવા ક્ષુધા ન ગુમાવવો એ કાલ કદી રળીયામણો;— કંઇક૦
કરી અનુકૂલ વર્તમાનને, વર્તમાનમાં પલટી સ્થિતિ.
સુખને ગ્રહેજો વર્તમાનમાં, વર્તમાન આ શરીરે અતિ;
યત્ને વહીને વર્તમાનમાં, વર્તમાનમાં સ્થાપી મતિ,
ત્રિકાલ થાશે સફલ, વર્તમાને ભજતાં શ્રી નરહરિપતિ.

**શ્રી જ૦ દેવી.**

---

## विचारभेदथी विग्रह न प्रकटाववा हितवचन.

પદ ૨૧ ( શામાં તુજ હિત છે રહ્યું, એ લય )

ઉંચાં મન સંસારમાં, એક બીજાનાં થાય,
વ્યવહારે પરમાર્થમાં, દુઃખ દુઃખ દુઃખ લહાય.
વિચારનો ભેદ પડતો તોય સાવધ નિત્ય રહીએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા દઇએ.
વિચારભેદ વધારતાં, મન સંકુચિત થાય,
સંકુચિત મનથી કદી, નિજ પરહિત ન લહાય,
ન હિત જે જણાવતો તે માર્ગમાંહિ શીદ વહીએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા દઇએ.
મન ઉદ્વેગવિષે રહે, મનનો સાત્વિક ભાવ,—
ટળતો, ઉરમાં વાધતો, અખંડ ઉગ્ર સ્વભાવ;
જણાયે દોષ અન્યે, જોવા ચહીએ કે ન ચહીએ,
[illegible]

એક બીજાનાં છિદ્ર ને, એક બીજાના દોષ,
વિચારભેદ થતાં જુએ, વધારી મનનો રોષ,
વિચારના ભેદઅર્થે, સ્નેહઉપર છીણી ન દઇએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા દઇએ.
સહજ સહજ વાતોવિષે, પાડી વિચારભેદ,
ઉરના વિશુદ્ધ ભાવનો, કરશો ના વિચ્છેદ;
વિચારભેદ જણાય કંઈ, તોપણ બંધુ ગણાય,
ક્ષુદ્રકાર્યને કાજ શું, બંધુભાવ હણાય ?
કરી મનને વિશાળ, ધરી ઉપેક્ષાબુદ્ધિ, સહીએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા દઇએ.
નીચી ભૂમિમાં રહ્યા, જણાય જ્યાં ત્યાં ભેદ,
શિખરે સ્થિતિ કરતાં, નથી, કશા ભેદ કે છેદ,
નૃહરિકરુણાવડે તે સ્થિતિવિષે શીઘ્ર આરૂઢ થઇએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા થઇએ.

---

## ઉદયની પ્રતીક્ષા.

પદ. ૨૨ ( આવે આજે આવે, એ લય. )

આવે હવે આવે, ઉદયનો સમય આવે,
આવે આવે એ સમય શીઘ્ર આવે.
લાવે ઘણું લાવે, સામર્થ્ય સંગે લાવે,
લાવે, લાવે, એ આપવાને લાવે,
ઝાંખી ઝાંખી ક્ષિતિજ માંહિ આભાસવા માંડી,
ક્ષિતિજતણા મૂલમાંહિ દૃષ્ટિ જેણે માંડી,
તેમને જણાય રમ્ય એ પ્રકાશ હાવે. આવે૦
તિમિર જ્યાં જણાતું ત્યાં પ્રકાશ હવે થાશે,
અસત્ ભ્રમ વિલાઇ સત્ય હશે તે જણાશે;
ભાનું ઉગશે જે ભાવિગગને દીપાવે; આવે૦
ઉન્નતિના યુગનો પુનઃ આરંભ થાશે,
પ્રગતિતણો પંથ પુનઃ ખુલ્લો મૂકાશે,
ચિંતિત બહુ કાળકેરા અર્થો સધાવે. આવે૦
રશ્મિ ક્રમે ક્રમે ઉંચાં ઉંચાં ચઢે છે,
દૃષ્ટિ નાંખી જુઓ કાંઇ નજરે ચઢે છે. ?
જોઈ સ્મરો નૃહરિ પ્રભુ ઉપકૃત ભાવે, આવે

---

## પ્રગાઢ શાંતિના અનુભવ કરનારના અનુભવોદ્‌ગાર.

પદ. ૨૩ ( રમતી હરિમાં વૃત્તિ સદાય, એ લય )

વૃત્તિ આ સહસા એક દિન ઉડી ઉડી ચાલી,
બાહ્ય શાંતિથી કોઈ શાંતિ નિરાળી,
અધિક ઉંડે જતાં અનુભવે નિહાળી; વૃત્તિ૦
ઉંડાણે જાતાં લહ્યું, પડ પહેલું ઘનરૂપ,
ઝાકળજળસરખું લહ્યું, ત્યાં શાંતિનું સ્વરૂપ;
ક્ષણે ક્ષણે બુદ્‌ બુદ્‌સરખી, થાતી અળપાતી,
એવી શાંતિ જોઈ અસ્થિરતા વાળી; વૃત્તિ૦
સંતોષિત વૃત્તિ ન થઇ, ત્યાંથી સૂક્ષ્મપ્રદેશ,
વિષે ગઇ. ઝાઝી ઉંડી, જોવા શાંતિવિશેષ,
પ્રદેશ જણાયો ત્યાં તો, દ્રવતાભરેલો,
તેમાં શાંતિ કંઇ ગાઢી થતી ન્યાળી, વૃત્તિ૦
હજી પણ અધિક ઉંડે વહી, આવ્યો અન્ય પ્રદેશ,
પ્રકાશ જ્યાંહિ સભર ભર્યો તેમાં કર્યો પ્રવેશ,
વિક્ષેપનું બલ તેમાં દુર્બલ દીઠું,
ને ગંભીર ભાળી શાંતિ રસાળી; વૃત્તિ૦
ક્રમે ક્રમે શમતા ગયા, ત્યાં સંકલ્પ વિકલ્પ,
તેમ તેમ શાંતિ પ્રબલપણે, વધતી ભાળી અનલ્પ,
નિર્મલ જલમાંથી જાણે સ્ફટિક પ્રકાશે,
તદ્વત્ ત્યાં ચૈતન્યસ્ફૂર્તિ નિહાળી, વૃત્તિ૦
અનાયાસ ત્યાંથી સહજ, વૃત્તિ ઉંડે વહી,
પ્રગાઢ શાંતિમાં ભળી, એક રૂપ થઈ ગઈ,
પૂર્ણ ચૈતન્યમય એહ પ્રદેશે,
શાંતિ શાંતિ શાંતિ શાંતિ ભાળી; વૃત્તિ૦

---

## અંતિમ ઉપદેશ.

પદ. ૨૪ ( ભરદરીયે હોય છોડવો તો, એ લય. )

હેતજનક અંતિમ આ ઉપદેશ બંધુ ! વિસારશો મા,
મન રિપુને જીતવામાં, યત્નશીલ સદા રહો,
કઠિન કાર્ય જણાય વહાલા ! તોય હિંમત હારશો મા,—
વિષયકેરી લાલસા ક્ષણ ક્ષણ વળગતી આવશે,

મોહવશ થઇ લોલુપ હૃદયે, બંધુ ! તેહ સ્વીકારશો મા;—
વાત જે વીતી ગઇ ને થવાનું તે થઇ ગયું,
વ્યતીત તે પ્રતિકૂલ સ્મરીને, આંસુ શાણા ! સારશો મા;—
કોઇએ કર્યું હોય અઘટિત કે કહ્યું કડવું કદી,
ઉરતણા ઉંડાણમાં પણ એ બલા સંભારશો મા;—
વ્યર્થ વાતોના તડાકામાં સમય નવ ગાળશો,
નિષ્પ્રયોજન કાર્યમાંહિ માથું મિથ્યા મારશો મા;—
ઇષ્ટથી અર્પિત સાધન સાધજો બહુ ભાવથી,
દુર્બલ અધિકારી રૂપે નિજને વીરા ! આકારશો મા;—
છે સમર્થ શિરે ગુરુ જય તમારો નિશ્ચય થશે,
કેવલ તમારા ઇષ્ટમાંથી ઇષ્ટબુદ્ધિ ઉતારશો મા;—